શ્રી.

# નિ * વે * દ * ન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન શ્રીમંત સરકાર મહારાજાસાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી, " **શ્રી સયાજી બાલજ્ઞાનમાળા** " રૂપે બાલોપયોગી પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર 'ભરૂચ' એ નામનું પુસ્તક **કાઝી સૈયદ નુરૂદ્દીન હુસેન એહમદ હુસેન** એમણે તૈયાર કરેલું તેને ઉક્ત માળામાં ૧૪૬મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતરશાખા,<br>પ્રાચ્યવિદ્યામંદિર,<br>વડોદરા<br>તા. ૫-૩-૩૭ | મં. ર.<br>મજમુદાર<br>ભાષાંતર<br>મદદનીશ | ભા. કા. ભાટે<br>રાજ્ય<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

હિંદુસ્તાન તથા બહારના દેશોમાં સેંકડો વર્ષોસુધી વ્યાપારી કેન્દ્ર તરીકે પ્રખ્યાત રહેલું ગુજરાત પ્રાંતનાં પ્રાચીન બંદરોમાંનું એક બંદર ભૃગુકચ્છ, પ્રખ્યાત ટૉલમી (ઇ. સ. ૧૫૦)નું બારીગાઝા, તથા પેરિપ્લસના કર્તા (ઇ. સ. ૬૦–૨૧૦ નું બારીગાઝા – નો એક વિગતવાર ને દાખલાઓ–સહિતનો પ્રાચીન તથા અર્વાચીન સમયનો ઇતિહાસ, ગુજરાતી ભાષામાં તૈયાર કરી પ્રગટ કરવાનો મારો પ્રયાસ ત્રણચાર વર્ષો થયાં ચાલુ છે, જે ટુંક સમયમાં ખુદાની મહેરબાનીથી બહાર પાડવાની આશા રાખું છું.

ઇતિહાસ વિષે જૂના ને ભરોસાલાયક દાખ-લાઓ મેળવતાં થતી અડચણોને લીધે, તેમજ ઐતિહાસિક પુસ્તકોનો જોઇતો સંગ્રહ જુદે જુદે ઠેકાણે હોવાના સબબે સંતોષકારક પરિણામ આવતાં વિલંબ થતો હોવા છતાં, ભરૂચના એક વતની તરીકે એક નજીવી પણ ઉપયોગી સેવા આ ક્ષેત્રમાં મારાથી થઇ શકે ને પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીવર્ગને ઉપયોગી થાય તેવા હેતુથી, આ સંક્ષિપ્ત ઇતિહાસ, પ્રાચીન તથા અર્વાચીન

સમયનો, પ્રખ્યાત ને ભરોસાલાયક અરબી-ફારસી-ઉર્દૂ-અંગ્રેજી ને ગુજરાતી ઐતિહાસિક ગ્રંથોમાંથી પ્રાપ્ત કરી, તેમ જ જાનમહેનત ને શોધખોળ કરી તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે.

મારી માતૃભાષા ઉર્દૂ હોવાને લીધે, તેમ જ ઐતિહાસિક લખાણોની માહિતી નહીં હોવાને સબબે, વર્ણન કે લખાણોમાં ભૂલો જણાય તો વાંચકવર્ગ ઉત્તેજનની ખાતર ક્ષમા કરી દરગુજર કરશે એવી આશા છે. આ ઇતિહાસ ભરૂચ શહેરને લગતો હોવાને કારણે મેં એમાં બનતાસુધી શહેરને લગતી ઐતિહાસિક બીનાઓનું જ વર્ણન કરેલું છે.

ગુજરાતી ઇબારતમાં વ્યાકરણ અગર લખાણની રીતમાં જોઈતો સુધારો સૂચવવા માટે કાઠિયાવાડમાં આવેલા માંગરોલના મારા સ્નેહી રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી (ભમભાનીઆ)એ મને મદદ આપ્યા બદલ તેમનો આભાર માનવાની તક લઉં છું.

ભરૂચ, જુમા મસજિદ } કાઝીસૈયદ નુરૂદ્દીન
તા. ૧-૨-૧૯૩૬ } હુસેન એહમદહુસેન

---

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧ | ૨૨ | હવાલદાર | હવાલે–દાર |
| ૨૪ | ૧૧ | માં | નાં |
| ૧૧ | ૧ | શહેરનું રસલ | શહેરનું અસલ |
| (પ્રકરણ ૩) | ૩ | ભાગ–૧ | કાઢી નાંખવો |
| ૪૧ | | મથાળે વગેરે (પાનાપર) | વગેરે |
| ,, | | કોલમ ૯ નાણુંદા | નાખુદા |
| ૬૫ | પંક્તિ ૬ | મખદમ | મખૂદમ |
| ,, | ૭ | મખદમપુર | મખદૂમપુર |
| ૭૪ | ૩ | સૈયદ અહમદશાહ | સૈયદ એહમદ સાહેબ |
| ૧૧૮ | ૧ | વચની | વચનો |
| ૧૨૨ | ૯ | રમહાન | રયહાન |
| ૧૩૬ | ૧ | એમના આવવાની સાલમાં | ( આખી ઈબારત કાઢી નાંખવી ) |
| ૧૩૮ | ૧ | મખદૂલ | મખદૂમ |
| ૧·૯ | ૪ | ખીરના | રાયણ |
| ,, | ૮ | તેમના | તેમને |
| ૧૪૦ | ૫ | અને | તે |

| | | | |
|---|---|---|---|
| ૧૪૪ | ૬ | સંપાદવ કરેલું | સંપાદ |
| | ૯ | દા–મુલલક | દાઇએ- |
| ૧૫૦ | (હેડીંગ) પ્રકરણ ૧૩ | | મદ્રેસા પછી, જુમા વધારવું |
| ૧૫૨ | ૧૧ | આશરે ૬૦૦ વર્ષથી | ( આખ કાઢી ન |
| ૧૫૫ | ૧૦ | રહમાન | રયહાન |
| ,, | છેલ્લું હેડીંગ | શહેરની જુમા મઝ્જદ | શહેરની મસ્જિ |
| ૧૫૭ | ,, | પારસીઓનું કુકર વાડાનું જૂનું દોખમું | પારસી કૂકર જૂનું |





ભરુચ, નર્મદાકાંઠે, ત્વરાહની મૂર્તિ.

# ' પ્રાચીન તથાં અર્વાચીન સમયના શહેર ભરુચ (ભૃગુકચ્છ)નો સંક્ષિપ્ત ઈતિહાસ '

ઈ. સ. પૂ. ૨૦૦૦ / ૧૦૦૦ } થી ઈ. સ. ૧૯૧૧ સુધી.

## ભાગ—૧

### પ્રકરણ ૧ : સામાન્ય માહિતી

---

શહેરનું, વર્ણન, ચતુર્દિશા, શહેરની લંબાઈ તથા પહોળાઈ, શહેરની વસ્તી, મ્યુનિસિપાલીટીની ઉપજ.

શહેરનું વર્ણન — આ શહેર ઉત્તર અક્ષાંશ ૨૧° ૪૨ ને પૂર્વ રેખાંશ ૭૩°, ૨'

૫૨— ગુજરાતની પ્રખ્યાત નર્મદા નદીના-કિનારે-બી. બી. એન્ડ. સી. આઈ. રેલ્વે લાઇનપર આવેલું છે. એ મુંબઈ ઈલાકામાં સિંધ સિવાયનુ ૯ મું ને ગુજરાતમાં ૪ થું શહેર ગણવામાં આવે છે.

ચતુર્દિશા

હાલની મ્યુનિસિપલ હદ મુજબ, શહેરની ચતુર્દિશા નીચે મુજબ છે—

પૂર્વે — રેલ્વે સ્ટેશન મૂકી કસક, મુઅઝ્ઝમપુર વગેરે.

પશ્ચિમે — ફૂકરવાડા, કાલીતલાવડી, દેહગામ વગેરે.

ઉત્તરે — મુહમ્મદપુરાનું રેલ્વે સ્ટેશન મૂકી કંથારિયા, શેરપુરા, નંદેવાલ વગેરે.

દક્ષિણે — કોટની દિવાલ મૂકી નર્મદા નદી.

શહેરની લંબાઇ તથા પહોળાઇ.

અસલ શહેરની લંબાઇ— ( કોટની હદ મુજબ ) પૂર્વ—પશ્ચિમ સરેરાશ ફીટ ૪૫૦૦ છે, ને પહોળાઇ ઉત્તર-દક્ષિણ સરેરાશ ફીટ ૬૦૦ છે. તેનો વિસ્તાર ચોરસ વાર ૮૦૦૦૦૦ થાય છે.

હાલની સુધરાઈ હદ મુજબ શહેરના ' પુરાઓ ' સાથ, શહેરની લંબાઇ આશરે ૨॥ માઇલ ને પહોળાઈ

આશરે ૰ાા માઇલ ગણવામાં આવે છે. એ સબબથી શહેરની ઉપમા પાઘડી–પનાથી અપાય છે.

**શહેરની વસ્તી** સને ૧૯૩૧—૩૩ ની વસતી ગણત્રી પ્રમાણે શહેરની વસ્તી કુલ ૪૫૫૩૦ ની ગણાઇ છે. તેમાં પુરુષો ૨૨૭૬૫ ને સ્ત્રીઓ પણ ૨૨૭૬૫ છે.

સુધરાઇની ઊપજ સને ૧૯૩૪–૩૫ ની સાલમાં શહેરની ઊપજ રૂા. ૩૦૮૮૨૬–૩–૩ થઇ હતી.



## પ્રકરણ ૨

### શહેરના વિભાગ, અસલ શહેરની ચતુર્દિશા, શહેરના ઐતિહાસિક 'પુરા'ઓ, શહેરના મહોલ્લાઓઃ

**શહેરના વિભાગ** આ શહેર ઘણું જૂનું ને ઐતિહાસિક હોવાના સબબે એની હદ વખતોવખત બદલાયેલી રહેલી છે. હાલની સુધરાઈ હદ મુજબ એના બે વિભાગ પાડી શકાય એક ભાગ ખાસ શહેરનો જે 'કોટ' ના નામથી ઓળખાય છે. ને બીજો શહેર બહારનો–જે 'બહારકોટ' ના નામથી ઓળખાય છે. કોટ અથવા કિલ્લામાં આવેલી હદવાળા શહેરના ભાગને કોટ, ને બહારના ભાગને બહારકોટ કહી શકાય, પરંતુ અત્રે એ ભાગ, ( કોટ ) મોટે ભાગે જુમ્મામસ્જિદથી બેગમવાડી સુધીનો ગણાય છે, ને 'બહારકોટ' નો ભાગ પશ્ચિમે પુરજાથી ( લંબાઇમાં ) વેજલપુર–પારસીવાડ, છાલાવાડથી મુસલ-

માનવાડ, ખારવાવાડ, સોદાગરવાડ, સૈયદવાડ, વગેરે સુધીનો ગણાય છે. આ છેલ્લી હદનું કારણ એ છે કે, આ તરફની આબાદી પાછળથી વધવા પામી છે, જેથી અસલ શહેરનો ભાગ-બહાર શહેરના ભાગથી હી. સ. ૯૪૦ માં-ઈ. સ. ૧૫૩૩ માં ગુજરાતના સુલતાન બહાદુરશાહે શહેર આસપાસ ખોદાવેલ ખંદક ( ખાડી ) ને લીધે જુદો પડી ગએલો છે.

કિલ્લા તથા ખાડી બાબદ સુલતાન મજકુરે કોતરાવેલો શિલાલેખ હાલમાં ફુરજા પર કસ્ટમ પાસે આવેલી નાની મસ્જિદમાં, મોજૂદ છે. એ ખાઇઓ પહેલાં ઘણી ઊંડી હતી, જેમાં નર્મદા નદીનું પાણી ભરાઇ રહેતું. તેથી બહારના દુશ્મનથી શહેરનો બચાવ કરી શકાતો. સાંભળ્યા મુજબ એ ખાઈ પર પશ્ચિમે ફુરજા તરફ ( મક્કી દરવાજા પાસે ) એક પૂલ ખેંચી લેવાય એવો ગોઠવવામાં આવ્યો હતો, જે દુશ્મનની ચડાઈ વખતે એંચી લેવાતો હતો. સદરહુ પૂલ, બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ભરુચના છેલ્લા નવાબ પર કરેલી ચડાઈ વખતે તોડી નાખેલો.

( કોટની હદમાં આવેલા ) અસલ શહેરની ચતુર્દિશા

પૂર્વે — કોટ અથવા કિલ્લાની દીવાલ મૂકી બહારની ઊંડાઈવાળો-ભાગ ખાડી તથા રત્ન

તળાવ.

પશ્ચિમે — કોટની દીવાલ મૂકી ખંદક અથવા ખાડી-વાળો ભાગ, તે મૂકી કુરજો, ને ત્યાંથી કેળાપીઠ તરફ જવાનો રસ્તો.

ઉત્તરે — કોટની દીવાલ મૂકી ગદેડિયાવાડ, ફાટા-તળાવ, રત્નતળાવ વગેરે.

દક્ષિણે — કોટની દીવાલ મૂકી નર્મદા નદી.

શહેરના આંતે-હાસક પુરા

પૂર્વે — ચંગીઝપુરા ( જે ભૂલથી ચિંગસપુરા નામથી ઓળખાય છે. ) કબીરપુરા, ( ઘણું કરીને કબીરખાનના નામથી ) કંગાલપુરી, મુઅઝ્ઝમપુરા, નેકઆલમપુરા અથવા મુગલપુરા, નરસિંહપુરા વગેરે.

પશ્ચિમે — મુહમ્મદપુરા, ઈસ્હાકપુરા, વેજલપુરા સેરપુરા વગેરે—

## ( શહેરના મહેલ્લાઓ )

સુધરાઇ મુજબના મહેલ્લાઓ ( જીલ્લા વાર )

શહેરની સુધરાઇ પ્રમાણે પાંચ જીલ્લા – એ – બી – સી –ડી ને ઈ–પાડવામાં આવેલા હોવાથી તેના વોર્ડવાર , મહોલ્લાઓનાં

નામ નીચે મુજબ છેઃ-

**વોર્ડ એ**— ઝાડેશ્વરી દરવાજાથી ચેપી રોગના દવાખાના સુધીના રસ્તા તરફના મહેલ્લાઓ —

બહારની ઊડાઈ, ખારવાવાડ, સોમનાથનો ટેકરો, લોધવાડનો ટેકરો- ( પૂર્વ તથા પશ્ચિમ તરફનો ભાગ ) કોલીવાડ, કબીરપુરા, ( ઉત્તર તથા દક્ષિણ તરફનો ભાગ ), ગંધારિયાની ખડકી, માતાશેરી, ભોજા માસ્તરનો ટેકરો, બુરહાનપુરા, કસક, મોઅઝઝમપુર, કસકપટી ઢડવાડ, મોઅઝઝમપુર માછીવાડ, મોઅઝઝમ-પુર ખાલપાવાડ, તથા ભંગીવાડ, ધોળીકુઇ, મોગલપુરા, માછીવાડ, ગોલવાડ, ધોળીકુઇનો ટેકરો, મારવાડી ફળિયું, કોલીવાડ, રાવળિયાવાડ, કુંભારખાડી, સુથિયાપુરા, ધીકુડી, ચગીઝેપુરા, ગોલવાડ, ચંગીઝ-પુરા પાટીદાર વર્ગો, મારૂફળિયું, ભંગીવાડ, વગેરે

**વોર્ડ બી**- ઝાડેશ્વરી દરવાજાથી હજામશેરીના રસ્તા સુધી-પીંજારાનો ટેકરો, અફીણવાલાની ગલી, વાંદરા બુરજ ( અસલ બહાદુર બુરજ ), હજામશેરી, કુંભારવાડ, પીંજારગલી, પરોતશેરી, આચારવાડાની ખડકી, પાટીદારની ખડકી, પારેખનો ખાંચો, જગા-શેઠની ખડકી, દેસાઇફળિયું, જગાશેઠનું ટેકરું, હાજીખાં બજાર ગોલવાડ, શુકલશેરી, દેસાઇફળિયું,

નવા ડેરા, મુનસીની ખડકી, નથુ થોભણની ખડકી, મોતીલાલ સાહેબની ખડકી, નારણદેવની ખડકી, દાજી કલાણની ખડકી, ભોઇવાડ, તુંબડીની ખડકી, મલેક વાડ, ઢુમવાડ, સોનેરી મહેલ, ઘાંચીવાડ, હનુમાન-શેરી, નાની ભોઈવાડ, ઠારની ખડકી, ઝવેરી મહેલ્લો, ભાણાભાઇની ખડકી, પાડા પોળની ખડકી, જાલિયા મસ્જિદની મહોલત, પાવડિયાની ખડકી, હજીરાનો ટેકરો, ગરૂડાની ખડકી, શ્રીજીમંદિરની સામેની ખડકી, શ્રીજીના મંદિરની ખડકી, કાંચલી પીઠ, ઊંડી વખાર, શ્રીમાલી પોળ પાછળની ખડકી, કંસારાવાડ, જૂની છીપવાડ, ખલાસવાડ, ગલિયારવાડ, વડાપાડા, પાવ-ડિયાની ખડકી, કોઠીનો મહેલ્લો, જૂની વહોરવાડ, ભંગીવાડ, કુતુબપુરી દરવાજો, મલેકવાડ, વહોરવાડ, ઇનાયતવાડ ( નવાયતાવાડ ), જમશેદબાગ, મારશલનો ખાંચો વગેરે.

વોર્ડ સી— ના મહેલ્લાઓ, ઝાડેશ્વરી દરવાજાથી સુથાર ફળિયા તરફ —

કુંભારવાડ, માંહેની ઊંડાઇ ( અંદરની ઊંડાઈ ) અબદાલવાડ, દેલવાડ, પરશોતમ જુગારીનો ટેકરો, હજામશેરી, શિવભાઇ શુકલની શેરી, નગરશેઠની ખડકી, મકેરીફળિયું, ઠંગાલપુરી, શેઠફળિયું, ભૂતગલીની

ખડકી, ભાભાજીની ખડકી, મીરઘાવાડ, જગાશેઠની ખડકી, ઘાડિયાશેરી, ઘોતિયાવાળાની ખડકી, સતીની ખડકી, વરજીવન ફીકાની ખડકી, કાલા પહાડની આમલી ચાંપાનેરની ખડકી, પાઠક ફળિયું, સાંકડીશેરી, કેસુર-મામાનું ચકલું, ભૂતનાથ ફળિયું, હોડીવાલાનો મહેલ્લો, જમીઅતરામની ખડકી, દરૂ ફળિયું, હેઠાણા, હિંદુ ચુનારવાડ, ઑફિસની ખડકી, પઠાણવાડ, મુસલમાન ચુનારવાડ, ગોદડીઆવાડ, પખાલીવાડ, મુસલમાન ચુનારવાડ, હાજીપીર ફીરમાની, ભંગીવાડ, ચુડીવાલાનો મહેલ્લો, લાલબજાર, કાજમબાર, શુકલવાલાની મહોલત, કાજીસાહેબનો ચોક, હાથીબાર, હકીમજીની ગલી, પારસીવાડ, રથિફીલસ્ટ્રીટ, મદ્રસાની ખડકી, બેગમવાડી વગેરે.

**વોર્ડ ડી–** ફતેપોર દરવાજાથી ચાર રસ્તા તરફના મહેલ્લાઓ—

માલીવાડ, ખરકતવાડ, ધૂસવાડ, પારસીવાડ, સોદાગરવાડ, મુસલમાન સોદાગરવાડ, જમાસનો મહોલ્લો, હેસાણા મહોલત, પીપલીચોક, નેકઝેનમાઈની મહોલત, બાદશાહી મસ્જિદની પાસેનો મહેલ્લો, મુસલમાન ખારવાવાડ, વાણિયાવાડ, મહાદેવફળિયું, બાવાચકલું, ઠાગફળિયું, વાણિયાવાડ, વાંસફોડા મહોલાત, ડુંગાજી

વાડ, માછીવાડ, નીજામવાડી, ઇસહાકપુર, ગામડિયા વાડ, ઘાંચીવાડ, ઊંચી મસજીદ, પોમલાવાડ, વગેરે.

વૉર્ડ ઇ–ગોપાલ મીલ એરાથી વસંત મીલ સુધી.

હીંગીવાડ, આલી, આલીકાછીઆવાડ, ડભોઇવાડ, ભાટવાડ, ફંગાલપુરી, કોલીવાડ, નવાપુરા, સૈયદવાડ, મુંઢિયાવાડ, ખાટકીવાડ, મૂંહાફળિયુ, ઠાંગરાવાડ, સીંધીવાડ, ડબ્બીપુરા, લુણસવાડ, શકરકુઇ, મોટી-નાઘોરીવાડ, ( પૂર્વ તથા પશ્ચિમ તરફના ભાગો ), ખાલપાવાડ, નાની તથા મોટી ડુંગરી, વેરાગીવાડ, ગડરિયાવાડ, ( પૂર્વ તથા પશ્ચિમના ભાગો ) લંગોટિયા વાડ, ઘોબીવાડની મહોલાત, કસાઇવાડ, ભુમલાવાડ, ફાટાતલાવ, કુંભારવાડ, કાનુગોવાડ, ( પૂર્વ તથા પશ્ચિમના ભાગો ) કુંજરીવાડ, ભઠિયારવાડ, મોચી ગલી, ગાંધી બજાર, પીંજાર ગલી, પરદેશીવાડ, શકર-કુઇ ગોત્રવાડ, મલેકવાડ પૂર્વ તથા પશ્ચિમના ભાગો, સુલતાનીવાડ, ( પૂર્વ તથા પશ્ચિમ તરફના ભાગો ), નાનો નાઘોરીપાડ, શકરતલાવ, ( પૂર્વ તથા પશ્ચિમ ) મહમદપુરા ગોલવાડ, અબદાલવાડ, પીરકાઠી, વાઘરી વાડ, કુંભારિયાઢાલ, લીમડીચોક, લીમડીચોક ઢેડવાડો, વગેરે—

# પ્રકરણ ૩

## શહેરનું અસલ નામ ને તેનાં બીજાં ઐતિહાસિક નામો, શહેર ક્યારે વસ્યું ને કોણે વસાવ્યું ?

### ભાગ ૧

**શહેરનું અસલ નામ ને તેનાં બીજાં ઐતિહાસિક નામો.**

આપણને જૂના શિલાલેખો તથા જૂનાં ઐતિહાસિક લખાણો પરથી જણાય છે કે ભરૂચનું અસલ નામ ( भृगुकच्छ )અથવા ભૃગુપુર ( ભૃગુપુર ) હતું. જે નામ હિંદુ માન્યતા મુજબ ઇ. સ. પૂર્વે વેદના સમયમાં થઇ ગએલા હિંદુ ઋષિ નામે ભૃગુઋષિના નામ પરથી અપાયલું હોય એમ માનવામાં આવે છે.

આ શહેરનાં નીચે પ્રમાણેનાં ઐતિહાસિક નામો આપણી જાણમાં છેઃ—

| | |
|---|---|
| ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં લખાયેલી બૌદ્ધ–જાતક કથાઓમાં, હિંદુ પુરાણોમાં અને ગીરનાર પર્વતની ખડક પર રુદ્રદામનના વખતના તેમજ નાસિકની ગુફામાંના શિલાલેખોમાં— | ભૃગુકચ્છ કે ભૃકચ્છ |
| પેરિપ્લસ તથા ટોલેમીના કર્તાઓના લખાણમાં — (ઇ. સ. ૬૦–૨૧૦) | બારૂગાઝા બારીગાઝા કે બારગોસા |
| સાતમાં સૈકામાં હિંદુસ્તાનની મુસાફરીએ આવેલા પ્રખ્યાત ચીનાઇ બૌદ્ધ સાધુ હુઆન–શાંગના લખાણમાં | પોલુ-કે-ચી–પૉ |
| પ્રખ્યાત અરબ કર્તાઓ ઇબને-ખુરદાઝબા, અલબિલાદુરી, તથા હમવીની કુતુહુલ ખુલ્દાન વગેરેમાં | ' બરૂસ, ' અલબરૂસ કે 'બરૂજ' |

ફારસી કે ઉર્દૂ લખાણો કે દસ્તાવેજોમાં—ભરૂચ કે ભરોંચ.

મરેઠાઓના સમયના લખાણોમાં– ભડોચ (ભડોચ)

અને છેવટે હાલના અંગ્રેજી સમયમાં અંગ્રેજી લખાણોમાં — ભરૂચ, ભરોચ કે બ્રોચ.

એ કારણે ગુજરાતીમાં ' ભરૂચ ' ને અંગ્રેજીમાં

ભ્રોચ લખાય કે બોલાય છે.

શહેર કયારે વસ્યું ? ને કોણે વસાવ્યું ?

હવે શહેર ક્યારે વસ્યું ને કોણે વસાવ્યું એ આપણે જાણવાની જરૂર છે.

ગુજરાતના ઐતિહાસિક લખાણોના અભાવે તેમજ જૂની શોધખોળ આ શહેર વિષે નહીં થએલી હોવાના કારણે એ શહેર વસ્યા બાબતની સાલ નક્કી કરવાનું અથવા તેનું અનુમાન કરવાનું મુશ્કેલ છે. છતાં હિંદુસ્તાનમાં સિંધુકિનારે ' મોહન –જો–ડેરો ' અને સતલજને કિનારે ' હરપ્પા ' ટેકરી-ઓમાં, ખોદકામ કરવાથી ઘણા જૂના કાળનાં દટા-યલાં શહેરોનાં ચિહ્નો નીકળવાનું આપણી જાણમાં આવેલું છે. આ શહેર પણ ટેકરાટેકરી પર વસેલું હોવાના સબબે તેમજ નર્મદા નદી પર આવેલું હોવાથી ઇ. સ. પૂર્વેથી ઘણાં વર્ષો પહેલાંથી હિંદુસ્તાનનું પ્રખ્યાત જૂનું બંદર હોવાનું ગણવામાં આવે છે. હિંદુસ્તાનમાં ઘણા જૂના કાળમાં એટલે ઇ. સ. પૂ. ૩૫૦૦–૬૬૪ સુધીમાં પ્રખ્યાત ગણાતી દ્રવિડ પ્રજાના સમયમાં પણ, આ શહેર— ' ભૃગુકચ્છનું બંદર ' તરીકે ગણાતું હતું.

ભરૂચ જિલ્લામાં દક્ષિણ તરફના નદીકિનારા પર અંકલેશ્વરથી હાંસોટ સુધીમાં હજારોની સંખ્યામાં આવેલાં તાડનાં ઝાડોમાં — "તાડ" શબ્દ દ્રવિડ ભાષામાંથી નીકળતો માનવામાં આવે છે.

ભરૂચના વતની પરલોકવાસી ગણપતરામ હિમતરામ દેસાઈએ ગુજરાતી ભાષામાં રચેલા ભરૂચ શહેરના ઇતિહાસ ( પ્રાચીન તથા અર્વાચીન ) ના પ્રકરણ ૪ થાના પૃષ્ઠ ૨૨ માં નર્મદા નદીથી મહી નદી સુધીના પ્રદેશને હેડંબાવન ( હેડંબાનું વન ) ગણેલું છે. જે તેમના લખાણ મુજબ એક રાક્ષસી હતી કે જેને હાટિકા અને તાડિકા નામની બે દીકરીઓ હતી. હેડંબાના ગુજર્યા પછી તેઓ માલિક થવાના કારણે એ વન તેમની માલિકીમાં આવ્યું, જેમાં 'તાડિકા'ના ભાગમાં પૂર્વ તરફનો, ને હાટિકાના ભાગમાં પશ્ચિમ તરફનો ભાગ આવ્યો. એ દંતકથા પરથી એટલું તો અનુમાન થાય છે કે એ નામ ( તાડિકા ) "તાડ" શબ્દ પરથી આપેલું હશે, જે તે જમાનામાં, અગર ઘણા જૂના કાળમાં, નર્મદા નદીના કિનારા પર દક્ષિણ કિનારેથી સમુદ્ર સુધીમાં લાખોની સંખ્યામાં આવેલાં તાડનાં ઝાડો પરથી આપવામાં આવેલું હશે. અને જમાનાના સુધારા મુજબ ખેતીની શરૂઆત થતી

વખતે ખેડુતોએ અગર વસ્તીવાળા લોકોએ પોતાના વપરાશ અર્થે એ ઝાડોને કાપી નાખી જમીન સપાટ કરી નાખી હશે. હાલમાં પણ આપણે ઘણી જગ્યાએ જ્યાં મોટાંમોટાં વન અને ઝાડો હતાં ત્યાં એ વનનો નાશ કરી અને ઝાડો ખોદી નાખી વપરાસમાં જમીન લેવાયાનું જાણીએ છીએ.

ઉપલી હકીકત પરથી, તેમજ પુરાણોમાં આ શહેર એક પ્રખ્યાત તીર્થની જગ્યા હોવાનું વર્ણવેલું હોવાથી; આપણે અનુમાન કરી શકીએ છીએ કે આ શહેરની આબાદીને લગભગ ૪૦૦૦ થી ૫૦૦૦ હજાર વર્ષો થયાં હશે.

કારણકે આ શહેરની કેટલીક ટેકરીઓ પર ઘર બનાવતાં ખોદકામ કરતાં, અથવા ઊંડા પાયા ખોદતાં કેટલાંક જુનાં મકાનોના પાયા, મકાનોનાં ચિહ્નો, મોટીમોટી અને પહોળી પાકી ઇંટો, જૂના વખતની મૂર્તિઓ, સિક્કાઓ વગેરે નીકળી આવે છે. એ જ એની જૂની હસ્તી વિષેનો મોટો અને સબળ પુરાવો છે.

હવે આ શહેર કોણે વસાવ્યું હશે એ વિષે આપણે જાણવાનું છે. હિંદુશાસ્ત્રોના લખાણ મુજબ તેમજ દંતકથા પ્રમાણે આ શહેર ભૃગુઋષિએ નર્મદા

નદીના કિનારા પર કુર્મની પીઠ પર નંદન સંવત્સરમાં માઘ સુદિ ૫ ને દિવસે વસાવ્યું હતું, જેમના વંશમાં હાલના ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણો હોવાનું જણાવવામાં આવે છે. આ ઋષિ ક્યાંથી આવેલા તે ઘણા જૂના કાળની વાત હોવાથી જણાવવું મુશકેલ છે.

ગણપતરામ હિંમતરામ દેસાઇની ઐતિહાસિક કૃતિમાં, આ ઋષિ દક્ષિણ તરફથી અઢાર હજાર કુટુંબનાં માણસો તથા પોતાના સાથીઓ સાથે અહીં આવી આબાદ થએલા હશે એમ વર્ણવેલું છે. ને તે કારણથી એ જગ્યા ભૃગુઋષિના મંદિરના નામથી-ભરૂચ શહેરથી પૂર્વમાં – નદીકિનારા પર પ્રખ્યાત છે.

મારા નમ્ર મત મુજબ તો આ ઋષિ દક્ષિણમાંથી નહીં આવતાં ઉત્તર તરફથી આવેલા હોવા જોઇએ. કારણકે ઘણા જૂના કાળમાં ભૃગુકચ્છ બંદરે આવવા માટે, ( દરિયામાર્ગ સિવાય ) બહારથી આવવાને માટે બે માર્ગો હતા. એક રસ્તો હિંદુસ્તાનની ઉત્તરમાં, કાશ્મિરથી સિંધ તરફનો—જે વાટે આવ્યા પછી સિંધુ નદીના કિનારે હાલ જ્યાં કરાચી બંદર આવેલું છે ત્યાં બારબેરિનકોન ( ઘણું કરીને આ નામ ગ્રીક ભાષાનું છે.) નામનું બંદર હતું, જ્યાંથી કાઠિયાવાડના કિનારે થઇને ભૃગુકચ્છ બંદરે અવાતું હતું, ને બીજો પૂર્વમાં મછલી-



મોટા કાકાબળિયા, ભરુચ
( ગાંધાર સમયના વિરાટ શિલ્પનો અવશેષ )
માથાની લંબાઈ ૩ ફુટ; પહોળાઈ ૨ ફુટ.



ટાવર આગળથી ભરુચનું વિહંગાવલોકન.

પટ્ટણથી વિંધ્યાચળ પર્વતની પાસે બુશકીને રસ્તે ઉજ્જનને રસ્તે અવાતું.

ભૃગુઋષિ, તે વખતના એક પ્રખ્યાત ઋષિ હશે જેથી બનવાજોગ છે કે કાઠિયાવાડના કિનારા પર આવેલી જૂની અને પ્રખ્યાત તીર્થની જગ્યાઓ દ્વારકા, માંગરોલ, પ્રભાસમાં આવેલું સોમનાથ વગેરે જગ્યાઓ-એ થઈને પોતે ભૃગુકચ્છમાં આવેલા હશે. કારણકે માંગરોલ સ્ટેટની હદમાં નોલી નદી પર કામનાથનું મંદિર—જૂના કાળથી ભૃગુઋષિના મઠ તરીકે હોવાનું પ્રખ્યાત છે. જે વિષેનો એક શિલાલેખ તે જગ્યાએ હાલ મોજૂદ છે. અહીં દરવરસે શ્રાવણ વદ ૧૪ ના રોજ હિંદુઓનો ભારી મેળો ભરાય છે જે વખતે સ્ટેટની ઑફિસોમાં રજા પળાય છે.

બીજો મત એ છે કે ભૃગુકચ્છ અથવા ભૃગુપુર, ભૃગુઋષિએ વસાવ્યા બાબતની વાત માનવા જેવી નથી. પહેલાં એ શહેર એક ગામડા જેવું હશે ને પાછળથી ભૃગુઋષિ અહીં આવી રહેતા હશે. જે કારણથી તેમના નામથી આ શહેર એક બંદર તરીકે પ્રખ્યાતિ પામેલું હશે. એના પુરાવામાં દલીલ એ રજૂ કરવામાં આવે છે કે, બારૂગાઝા અથવા બારીગાઝા નામ ગ્રીક પ્રવાસીઓ 'પેરિપ્લસ' તથા ટોલીમીના

કર્તાઓએ આપેલું છે. તે ભૃગુકચ્છ અથવા ભૃકચ્છ પરથી થએલું છે. જેમ આ શહેરનું નામ ‘ ભરૂચ ’ પરથી ‘ બરૂસ ’ અગર ‘ બરૂજ ’ અરબીમાં થએલું છે તેમ ભૃકચ્છ ( ભૃ+કચ્છ ) નો બરૂ+કચ્છ થઇ, વધારે વપરાસને લીધે બારૂગાઝા બોલાવા લાગ્યું હશે. જૂના કાળમાં ખંભાતના અખાતથી સિંધ સુધીનો દરિયાકિનારાનો ભાગ ‘ બારૂગાઝાનો અખાત ’ કહેવાતો. જે કારણથી પેરિપ્લસના કર્તાના લખાણમાં આ નામ તેણે વર્ણવેલું છે. કાઠિયાવાડના કિનારા પર આવેલાં બંદરોમાં માંગરોલ બંદર તથા વેરાવળ બંદરના કિનારાના ભાગો એ જ કારણથી હાલમાં પણ બારાના નામથી ઓળખાય છે. માંગરોલમાં તો દરવરસે ભાદરવા શુ. ૧૨ ના રોજ બારાપૂજાની ક્રિયા વહાણવટીઓ તરફથી કરવામાં આવે છે. જે વખતે સ્ટેટ તરફથી એ દિવસે વા. શા. ના. વલીએહદ સા. બા. ની સ્ટેટ સ્વારી કાઢવામાં આવે છે. જેમાં સ્ટેટનો હિંદુ અમલદાર વર્ગ પણ ભાગ લે છે. ભરૂચ જિલ્લાના પશ્ચિમ તરફનાં કેટલાંક ગામો, જેમાં મુખ્ય કરીને દહેજ ગામ છે, બારાં અથવા બારૂ તરીકે ઓળખાય છે. જે માટે દહેજ બારૂ ભરૂચમાં મશહુર છે. ગુજરાતી ભાષામાં બારાં કે બારૂ નો અર્થ બંદર થાય છે. તેમજ સમુદ્રમાંથી કોઇ નદીના મુખમાં જવાની જગ્યાને “ બારા કે બારૂ ”

કહેવામાં આવે છે ને એવા મુખમાં થઇને જે પ્રદેશમાં જવાનું હોય તે સ્વાભાવિક રીતે બારૂકચ્છ ( કચ્છ-સં-જલપ્રદેશ ) ના નામથી કહેવાય. જૂના જમાનામાં વેપારી વહાણોની આવજાને લીધે તેમ જ આ શહેર **બારામાં** આવેલું હોવાને લીધે એનું નામ ' **બારૂકચ્છ** ' પડયું હશે. પાછળથી વધારે બોલાવાને સબબે ' ભરૂકચ્છ ' નું ' ભરૂચ ' બોલાવા અથવા લખાવા લાગ્યું હશે.

જ્યોતિષ વિદ્યામાં પ્રવીણ ગણાતા વરાહ મિહિરે, જે ઇ. સ. ૬ સૈકામાં થઇ ગયા છે, પશ્ચિમ હિંદમાં ' ભરૂકચ્છનો પ્રદેશ ' હોવાનું વર્ણવેલું છે. તે લખાણને ઇ. સ. ના ૭ મા સૈકામાં ભરૂચમાં ઇ. સ. ૬૨૯ માં આવેલા ચીની બૌદ્ધ સાધુના વર્ણનથી ટેકો મળે છે. તેણે પોતાના ગ્રંથમાં આ શહેરનું નામ " ભરૂગચ્છ " જણાવેલું છે જે ચીની ભાષામાં **પોલુ-કે-ચી-પો-** તરીકે લખાયેલું છે.



## પ્રકરણ ૪

### શહેરરચના, ઐતિહાસિક દૃષ્ટિએ શહેરની ટૂંક હકીકત

**શહેરની રચના** આ શહેર નર્મદા કિનારા પર ટેકરાટેકરીવાળી જગ્યાએ વસેલું હોવાના સબબે કુદરતી રચના ઘણી રળિયામણી લાગે છે. ચારે તરફ જૂના ને ઐતિહાસિક કિલ્લાની મજબૂત દીવાલો,— મોટી અને મજબૂત બુરજીઓ- નદીમાં આસરે ૦॥। માઇલ લાંબી કિલ્લાની દીવાલ— પૂર્વ તરફ રેલ્વે પૂલ નામે ' ગોલ્ડન બ્રિજ ' ( સોનાનો પૂલ. ) નદીકિનારે આવેલાં દેવળો—શહેરમાં ટેકરા- ટેકરી પર આવેલાં મકાનોની હારો – દેવળો — મસ- જિદો – રેલ્વે સ્ટેશન ટાવર, શહેરનો વિકટોરિયા કલૉક ટાવર, નદીમાં બસરા, મલબાર, મુંબઇ–સુરત વગેરેથી માલ ભરી લાવેલાં વહાણો—મછવાઓ—નદીનાં ઊછાળા મારતાં પાણી ને તેમાં માછીઓની માછલાં પકડવા માટે

વાવટાઓવાળી નાની તૂમડીઓ સાથની આમતેમ ફરતી હોડીઓ – અંકલેશ્વરથી ભરૂચ તરફ આવતા પ્રવાસીઓનું ધ્યાન ખેંચે છે. એ રમણિયતાના સબબે પોર્તુગીઝે ( ફિરંગીઓ )એ ઇ. સ ૧૫૪૬માં જ્યારે આ શહેરને બીજી વખત લૂંટેલું ત્યારે એનાં ઘણાં વખાણ કરેલાં ને એની સરખામણી પોતાના ' લિસ્બન ' શહેર સાથે કરીને શહેરના ભપકા, ઊંચાં ઊંચાં મકાનો કીમતી ને જાળીદાર કોતરકામ, કીમતી હાથીદાંત, સીસમનાં કારખાનાંઓ અને દુનિયામાં સૌથી સરસ વણાટકામ કરનાર અને હુન્નરઉદ્યોગમાં પ્રખ્યાતિ પામેલા વણકરોનાં વખાણ કરેલાં. આ ઉપરાંત શહેરના કિલ્લાની મજબૂતી એની પ્રખ્યાતિમાં ખાસ વધારો કરે છે–એ બાબતનો એક ઐતિહાસિક દાખલો અ.શરે ૪૭૫ પોણી પાંચસો વર્ષનો આપણને મિરાતે સિકંદરી નામના ફારસી ગ્રંથમાંથી ગુજરાતના સુલતાન કુતબુદ્દીન મહમદશાહના સમયનો હી. સ. ૮૫૬ ( ઇ. સ ૧૪૫૧ ) નો મળે છે. એવા વખતમાં માળવાના સુલતાન મહમુદ ખીલજીનો વિચાર ગુજરાત પ્રાંત જીતી લેવાનો થતાં તે પોતાના ૮૦,૦૦૦ સવારોના બળવાન લશ્કર તથા મોટી સંખ્યાના પાયદળ સાથે નીકળી ભરૂચ જિલ્લાની તે વખતની હદ સારસાપાલડી આગળ આવી પહોંચતાં તેણે ભરૂચના કિલ્લાના હવાલદાર ( રખે-

વાળ અથવા કિલ્લેદાર ) મલેક મરજાનને સંદેશો કહેડાવ્યો કે– " તારે મારી તાબેદારી કબૂલ કરીને ભરૂચનો કિલ્લો સોંપી દેવો. " જેનો ઉત્તર સખ્ત શબ્દોમાં મલેક મરજાને સુલતાનને વાળતાં કિલ્લાનો બંદોબસ્ત સારી રીતે કરી સુલતાન સાથે લડાઈ કરવા તૈયાર થઈ ગયો. આ ઉત્તર સાંભળી સુલતાને પોતાના સાથી અને સુલતાનપુરના હાકેમ—અલાઉદ્દીન સોહરાબને ભરૂચનો કિલ્લો કેટલા વખતમાં જીતી શકાશે તે પૂછી જોતાં તેણે સુલતાનને અરજ કરેલી કે ' આ કિલ્લાને જીતવા માટે ઓછામાં ઓછા છસાત માસ સુધી ઘેરો ઘાલવો પડે ને તે પણ ચારે બાજુથી કિલ્લાને સુરંગો ફોડવી પડે તે છતાં પણ ખાત્રીથી નહીં કહી શકાય. ' આ ઉત્તરથી સુલતાને ફરમાવ્યું કે એટલા અરસામાં ( છ સાત માસમાં ) તો આપણે ગુજરાતને જીતી શકીશું એમ કહીને નર્મદા નદી પાર ઊતરી વડોદરા તરફ કૂચ કરી ગયો.

આ ઉપરાંત કિલ્લાની મજબૂતી વિષેનો એક બીજો દાખલો આપણને ભરૂચના છેલ્લા નવાબ મુઅઝ્ઝીઝખાનના કિસ્સામાંથી મળી આવે છે. જ્યારે ઈ સ. ૧૭૭૧-ની સાલમાં બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું લશ્કર નવાબ મુઅઝ્ઝીઝખાન સામે કર્નલ " કે " ની સરદારી-

માં સુરતની ફેક્ટરીના એજન્ટ મિ. ગેમ્બિઅર તરફથી લડવા મોકલવામાં આવેલું ત્યારે નબાબ મજકૂરે અંગ્રેજોની ભારે ગોળા ફેંકનારી અને તે વખતની સુધરેલી ઢબની તોપો તથા બંદૂકોના સખ્ત મારા સામે શહેરનો ૧૭ દિવસ સુધી બચાવ કરી અંગ્રેજી લશ્કરને હાર ખવડાવેલી.

**ઐતિહાસિક દૃષ્ટિએ શહેરની ટૂંક હકીકત.** શહેર ભરૂચ અથવા ભૃગુકચ્છની પ્રખ્યાતિ જૂના કાળથી બે મુખ્ય કારણોને લીધે હોવાનું માનવામાં આવે છે: એક તો હિંદુઓ તેમજ મુસલમાનોમાં એક પવિત્ર જગ્યા તરીકે મશહુર છે. હિંદુઓમાં એની પવિત્રતા નર્મદા નદીના સબબે તેમ જ તેની ઉપર આવેલી તીર્થોની જગ્યાઓ જેમાં શહેર ઉપરાંત એની આસપાસના નદીકિનારાનાં પ્રખ્યાત ગામડાંઓ–ઊગમણી તરફ આવેલા શુકલતીર્થ, કબીર ને દક્ષિણમાં અકૂરેશ્વર ( અંકલેશ્વર ), આથમણી તરફ ભાડભૂત વગેરેમાં ભરાતી જાત્રાઓના સબબે છે. મુસલમાનોમાં પણ જૂના જમાનામાં બાબુલ-મક્કા ( મક્કે જવાનું બારૂ ) તરીકે હજ કરવા વપરાતું હોવાના સબબે મોટા પીર બુજરગો અહીંથી જતાઆવતા અને ઘણા આ શહેર તથા આસપાસનાં ગામડાંમાં ગુજરી જવાથી દફન

થવાના સબબે ઇતિહાસમાં પીરાન ટેકરીને નામે ઓળખાય છે.

બીજું કારણ ઘણા જૂના કાળથી એટલે આશરે ત્રણચાર હજાર વર્ષથી હિંદુસ્તાનના મુખ્ય વ્યાપારિક બિંદુ તરીકે તમામ જૂની દુનિયામાં ખ્યાતિ પામેલું હતું, કે જ્યાંથી સુવર્ણભૂમિ ( બર્મા ) લંકા–મલબાર બસરા–મકકા–યમન—ઈજીપ્ત ( મીસર ) ચીન વગેરે મોટી મોટી જગ્યાઓમાંથી મોટાં મોટાં વ્યાપારી વહાણોની આવજા થયા કરતી હતી; જેના સ્પષ્ટ અને ઐતિહાસિક દાખલાઓ આપણને જુદી જુદી ભાષાઓ માં લખાણોમાં — ઇ. સ. પૂ. ૫૦૦ થી ૭૦૦ વર્ષની પાલી ભાષામાં લખાયેલી બૌદ્ધ જાતકકથાઓ 'સુપારકા' માં, ઇજીપ્તના પહેલી સદી ઇસ્વીના પ્રખ્યાત પ્રવાસી પેરિપ્લસના કર્તાના ગ્રંથમાં–ચીની સાધુ હુઆન સાંગના સાતમી સદીના વર્ણનમાં અને અરબી ઇતિહાસ બલાઝુરીમાંથી મળી આવે છે.

એક જૂની યાદગીરીના સ્મરણના સબબે આજે પણ આ શહેર વિષે લોકોમાં 'ભાગ્યું તૂટ્યું તોયે ભરૂચ' મશહુર છે.

---

## પ્રકરણ ૫

નર્મદા નદીની ટૂંક હકીકત, શહેરની વ્યાપારિક ખ્યાતિ; આયાત તથા નિકાશની ચીજો, વહાણો તથા મછવાઓ, હોડીઓ વગેરે —

નર્મદા નદીની ટૂંક હકીકત

હવે આપણે નર્મદા નદીની ટૂંક હકીકત જાણવી જરૂરની છે. આ નદી અમરકંટક પર્વત માંથી નીકળી—ભરૂચ શહેર આગળ થઈને વાગરા તાલુકાના હીંભાળ ગામ આગળ ખંભાતના અખાતને મળે છે. એની લંબાઈ આશરે ૮૦૦ માઈલ છે. ને શહેર આગળ પહોળાઈ આશરે બા માઈલ છે. નદી વાંકીચૂંકી વહેતી હોવાથી એને પાંચ ભાગમાં વહેંચી શકાય — એક ભાગ અમરકંટક આગળથી ધોધ પડે છે ત્યાં સુધી, બીજો જબલપુરથી હંડિયા સુધી, ત્રીજો હંડિયાથી હરણફાળ અથવા મકરાઈ સુધી,

ચોથો હરણફાળથી મકરાઇ સુધી, ને પાંચમો મકરાઇથી દરિયા સુધી.

આ નદી હિંદુઓમાં ઘણી પવિત્ર ગણાતી હોવાના સબબે એવી માન્યતા છે કે એનાં ફક્ત દર્શનથી દેહ પવિત્ર થાય છે. જે માટે હિંદુસ્તાનની બીજી પવિત્ર નદીઓમાં એનું સ્થાન મોટું છે ને એ જ કારણથી ગુજરાતીમાં એક કવિતા મશહુર છે.—

" ગંગા પાને — જમના સ્નાને
નર્મદા દર્શને— ને તાપી સ્મરણે. "

આ સિવાય બીજી વાત હિંદુઓમાં એ પણ છે કે—

" જેટલા કંકર — તેટલા શંકર. "

એની પવિત્રતાને લીધે ઘણા સાધુ સંત પુરુષો પરિક્રમા કરવા માટે આવે છે. તેમ કરતાં તેમને બે વર્ષ લાગે છે. પવિત્રતાના કારણે શાસ્ત્ર-પુરાણમાં ઉજ્જેનના ચાણક્ય રાજા વિષેની એક વાર્તા અહીં લખવી મુનાસબ જણાય છે.

એ રાજાએ પોતે કરેલા મહાપાપના કારણે— પાપનું નિવારણ કરવા સારુ દરબાર ભરી પંડિતોની સલાહ પૂછી જોતાં સભામાં એવો નિર્ણય થયો કે નર્મદા નદીમાં હોડીમાં બેસીને મુસાફરી કરવી ને

પોતાની હોડીના સઢ કાળા રાખવા. જે જગ્યાએ સઢ સફેદ થાય ત્યાં હોડી ઊભી રાખી સ્નાન કરી શંકરની પૂજા કરવી. આમ કર્યાથી પાપ નિવારણ થયેલું ગણાશે. એ સલાહ મુજબ પોતાની હોડીના સઢ કાળા રાખેલા. ભરૂચથી ઊગમણી દિશામાં આશરે ૭ માઇલ આવેલા શુકલતીર્થ આગળ એના સઢ સફેદ થઇ જતાં હોડી ઊભી રખાવી ત્યાં સ્નાન કરેલું ને પોતાની બાકીની જિંદગી ત્યાં જ ગાળેલી. આ સ્થળે દરવર્ષ કાર્તિકી પૂનમે જાત્રા ભરાય છે જેમાં હજારોની સંખ્યામાં લોકો આસપાસનાં ગામડાંમાંથી તથા દૂરથી ભેગા થાય છે.

**શહેરની વ્યાપારિક પ્રખ્યાતિ**

ઐતિહાસિક શોધોની રહેલી ખામીઓના સબબે આ શહેરની ઉત્પત્તિ કયારે થઇ એ નક્કી ન થયાના સબબે, વ્યાપારિક ખ્યાતિ જાણવાને આપણી પાસે પૂરતાં સાધનો નહીં હોવા છતાં બંદર તરીકે એની ખ્યાતિ આશરે ૪ હજાર વર્ષ અગર તે પહેલાંથી હોવાનું માની શકાય છે. બહુ જૂના સમયની સુધરેલી જાતોમાં દ્રાવિડ લોકોનાં ( ઇ. સ. પુ. ૨૮૦૦–૨૧૦૦ ) વખતમાં પણ એ બંદર ' ભૃગુકચ્છના બંદર ' તરીકે પ્રખ્યાત હતું. પાલી ભાષામાં બૌદ્ધ

જાતક કથાઓને નામે લખાયેલી ઇ. સ. પુ. ૫૦૦–૭૦૦ વર્ષની વાર્તાઓમાં – આ બંદરેથી મોટાં મોટાં વ્યાપારી વહાણો સુવર્ણભૂમિ (બર્મા), લંકા વગેરે સ્થળે ગયેલાના દાખલા છે. જેમાં સુપારકા જાતક કથાઓમાં આ શહેરના સોળ વર્ષના એક આંધળા નાવિક નામે ઔધ્ધિષ્ટ વીષેની વાર્તા જાણવાલાયક વર્ણવવામાં આવેલી છે. આ નાવિક પોતાની વહાણવટાની કળામ. એટલો પ્રવીણ હતો કે ૭૦૦ વ્યાપારીઓથી ભરેલા વહાણને અહીંથી સુવર્ણભૂમિ સુધી હંકારી ગયો હતો. પોતાની પ્રવિણતાને લીધે તેના પિતાના મરણ પછી એની નિમણુક, તેના બાપની જગ્યાએ એક નાવિક તરીકે નાનપણમાં થઈ હતી. પોતે ડાહ્યો ને કુશળ હોવાના સબબે એના હાથથી કાંઈ નુકસાન થયેલું નહીં.

શહેરના વ્યાપારી રસ્તા, દરિયાઈ મુસાફરી કેવી રીતે કરવામાં આવતી હતી તે વિષે 'પેરિપ્લસ' ના જાતિ અનુભવનો હેવાલ

હવે આ બંદરનો વ્યાપાર કેવી રીતે ચાલતો હતો, તે વ્યાપારી રસ્તાઓ કયા કયા હતા, તે આપણે જાણવાની જરૂર છે — આ હકીકત આપણને પહેલા સૈકાના ગ્રીક પ્રવાસી પેરિપ્લસના કર્તાના લખાણ પરથી નીચે

મુજબ મળી આવે છે. ભરૂચ કે જેનું નામ બારૂગાઝા જણાવેલું છે તેના પાંચ વ્યાપારી રસ્તાઓ હતા—જેમાં બે જળમાર્ગના ને ત્રણ જમીન માર્ગના હતા.

જળમાર્ગના રસ્તા નીચે મુજબઃ—

( ૧ ) દક્ષિણ અરબસ્તાન અને ઇજિપ્તનો રસ્તો.

( ૨ ) ઇરાની અખાતનો રસ્તો.

ખુશકી માર્ગના રસ્તાઃ—

( ૧ ) ઉત્તરમાં કરાંચીનો રસ્તો

( ૨ ) પૂર્વમાં ઉજ્જેનનો રસ્તો

( ૩ ) દક્ષિણમાં દૌલતાબાદ ને પૈંઠણનો રસ્તો

હવે વ્યાપાર કેવી રીતે ચાલતો હતો તે બાબત મજકુર પેરિપ્લસનો કર્તા, પોતાના લખાણમાં જણાવે છે કે, ઇજિપ્તથી વહાણો બારૂગાઝા સુધી આવતાં હતા. તે વખતે એ બંદર ઇજિપ્તથી આવતાં વહાણોનું એક વ્યાપારી બિંદુ તરીકે ગણવામાં આવતું હતું. અહીં ઇરાની અખાતથી ઓમાનને રસ્તે માલ લાવવામાં આવતો, ને કેટલીક વખત વહાણો ભાડાથી છેક ઇરાની અખાત સુધી લઇ જવામાં આવતાં.

જમીનમાર્ગે જે માલ જતો હતો તે ચીનથી

અફઘાનિસ્તાન, બલુચીસ્તાન, બલ્ખ, કાબુલ, મુલતાન, ઉજ્જેન, અને સિંધને રસ્તે જતો.

દક્ષિણ તરફથી--દૌલતાબાદ, પેઠણને રસ્તે ગાડા વાટે લાવવામાં આવતો.

હવે દરિયાઈ મુસાફરી કેવી રીતે કરવામાં આવતી ને વહાણમાં માલ લાવવા તથા મુસાફરી માટે કેટલી અગવડો હતી તે હકીકત પણ આપણને પેરિપ્લસ-ના કર્તાના લખાણ પરથી મળે છે. એ પ્રવાસી ઇજિપ્ત-થી પ્રવાસે નીકળી ભરૂચ ( બારૂગાઝા ) બંદરમાં આવવા નીકળેલો; જે પોતાના પ્રવાસની હકીકત નીચે મુજબ વર્ણવે છે:—

'ઇજિપ્તથી વહાણમાં પ્રવાસે નીકળી સિંધને રસ્તે કચ્છ તથા ખંભાતને રસ્તેથી દીવ બેટ પહોંચાતું, જ્યાં વહાણને લંગારવામાં આવતું. કારણકે એ જગ્યા 'બારૂગાઝાના અખાત' નું નાકું ગણાતું. દીવ બેટથી દરિયામાર્ગે ઉત્તર તરફ વળ્યા બાદ અખાતના મુખ આગળ મહી નદીના સંગમ આવી, દક્ષિણ તરફ વળ્યા-પછી પેરીમના ટાપુ આગળ પહોંચાતું. ત્યાંથી નર્મદા નદીના કિનારા પર આવેલા બારૂગાઝા બંદરે વહાણો જઇ શકતાં. બારૂગાઝાને ફૂરજે પહોંચવાનું ઘણું

મુશ્કેલ હતું કારણકે નદીના જમણા કિનારા પર પાણી ઊંડા રહેતાં. પાણીનો પ્રવાહ વધારે જોરમાં વહેવાના સબબે તે તરફ વહાણ મુશ્કેલથી જઈ શકતું. સોદાગરી વહાણો ફૂરજે લાવવા માટે બારૂગાઝાની સરકાર તરફથી રસ્તો દેખાડવા માટે પાયલોટ રાખવામાં આવતા; જે એ બારૂગાઝાથી સોરઠ અને કચ્છના અખાત સુધી ફરતા રહેતા તેમની નોકરી એ જગ્યાએથી બારૂગાઝા બંદર સુધી વહાણને લઇ જવાની હતી. એ લોમિયા ( પાયલોટો ) ઘણા કસાયેલા ને અનુભવી હતા.

ઉપલા લખાણથી તે વખતના ભરૂચના વહાણવટીઓની પોતાના ધંધાની પ્રવિણતા તથા હોશિયારી વિષેની માહિતી મળે છે.

| | |
|---|---|
| જૂના જમાનામા ભરૂચ બંદરે આયાત થતી ચીજો | દરિયામાર્ગે —— અરબસ્તાન—— ઇજિપ્ત ને રસ્તે નીચે મુજબની ચીજો ભરૂચ બંદરે આયાત થતી હતી – |

સોનું, રૂપું, પીતળ,, કલાઇ, સીસું, પારો, સુરમો, સફેદકાચ, પરવાળાં, પુષ્પરાજ, ઇટાલીનો દારૂ, એશિયામાઇનર તથા અરબસ્તાનનો દારૂ, કમળનાં ફુલ, શિલાજિત, સુગંધીદાર ચીજો, સાદાં ને રંગેલાં કપડાં,

અડધાવાર પહોળા પટકા.

ઈરાની અખાતને રસ્તે આવતી ચીજો —

ગુલામો, સોનું, હલકી જાતનાં મોટા જથ્થામાં મોતી, જાંબુડિયા રંગનું ખજૂર ( મોટાં જથામાં ) દારૂ, દેશીવણાટનું કપડું.

ખુશકી માર્ગે ઉત્તર તરફથી સિંધ તથા માળવાને રસ્તે આવતી ચીજો—

કીમતી પથ્થરો, સુલેમાની પથ્થર, લાકડાની પેટીઓ, દરેક જાતનું કાપડ, મરચાં, સુગંધિદાર છોડ-સ્પીકનાર્ડ, હિમાલય પર્વત તરફથી આવતું મૂળિયું, કોસ્ટસ, ખુશબોદાર ગુંદર, હાથીદાંત, રેશમ વગેરે

હાલમાં ભરૂચ બંદરે આયાત થતી ચીજો.

ભરૂચ બંદરે હાલમાં આવતી ચીજો નીચે મુજબ છે:—

સોનું, રૂપું, ખજૂર, સૂકાં નારિયેર, માંગલોરી નળિયાં, ગોળ, જુદી જુદી જાતનું વિલાયતી તથા હિંદુસ્થાનની મીલોનું કાપડ, કરિયાણાની ચીજો, બદામ, પિસ્તા, ચારોલી વગેરે સૂકો મેવો, સોપારી, પાન, જડીબૂટી, દેશી વૈદકની ચીજો, વિલાયતી દવાઓ, તથા બીજી જરૂરિયાતની ચીજો, લીલો મેવો વગેરે.



લલ્લુભાઈના ચકલામાં લાકડાની સુંદર કોતરણીવાળો થાંભલો.

**જૂનાં જમાનાની નિકાશની ચીજો**

ભરૂચથી જળમાર્ગે અરબસ્તાન તથા ઇજિપ્તમાં જે માલ નિકાસ થતો હતો તે નીચે મુજબઃ—

ચોખા, ઘી, તલનું તેલ, રૂ, ભરૂચનું હાથવણાટનું કાપડ, તથા હિંદુસ્તાનમાંથી અહીંથી મોકલવામાં આવતું કાપડ, ખાંડ, મજલીન, પટકાઓ વગેરે.

ઈરાની અખાતને રસ્તે ઓમાન જવા સારૂ ભરૂચથી વહાણોમાં જતો માલઃ—

પીતળ, શીંગડાં, સુખડ, સીસમની લાકડીઓ, અને આફ્રિકા માટે સોનું, મલબાર ને લંકા માટે મરી.

**હાલની નિકાસ**

હાલમાં નીચે મુજબનો માલ બહારગામ દરિયા તથા ખુશકી માર્ગે ( ટ્રેન મારફતે ) નિકાશ કરવામાં આવે છે —

રૂ, ભરૂચી મીલનું તથા હાથવણાટનું કાપડ, ટુવાલ, રૂમાલ, રૂ ભરેલી વણાટકામની સૂજનીઓ, ( સૂતરાઉ તથા રેશમી ) દોરડાં, નારિયેળનાં છોડાં ( જેને છાલા કહે છે ), અનાજ, ચામડાં–રંગેલાં તથા કાચાં, ચામડાનાં વાઇસર, ચામડાની રસ્સીઓ–જીનના કામને લગતી, વાંસ, વળી, ઇમારતી સામાન, માટીનાં વાસણ, ધારિયાં, ચપ્પુ ( આમોદનાં વધારે વખણાય

છે ), કોપરેલ તેલ, કોપરું, ખાવાની ચીજો — મીઠાઇ જુદીજુદી જાતની ખાસ કરીને ગુંદરપાક બહુ વખણાય છે. જમરૂખ, તરબૂચ, બોર, ચીભડાં, તાજી માછલી–બરફમાં મૂકેલી દેશાવર મુંબઈ તથા બીજી જગ્યાએ, સૂકાં બૂમલાં, સૂકા ઝીંગા જેને છોલ્લાં કહે છે, સૂકી માછલી વગેરે

**વહાણો-મછવાઓ હોડીઓ વગેરે**

આ બંદરની, બંદર તરીકેની ખ્યાતિ તથા આયાત તથા નિકાશની ચીજો વિષે પાછલા પ્રકરણમાં આપણે જાણ્યું છે તો હવે તેનાં વહાણો–મછવાઓ–તથા હોડીઓની જાત–તેમનાં નામો વગેરે વિષે પણ થોડું જાણવાની જરૂર છે. જે જાણતાં પહેલાં એટલું યાદ રાખવાનું છે કે, ઘણા પ્રાચીન કાળથી આ શહેર હાલના મુંબઈ શહેરની માફક, હિંદુસ્તાન તેમ જ બહારના દેશો સાથનું એક વ્યાપારિક બિંદુ તરીકે રહેલું હોવાના સબબે વ્યાપાર, મુસાફરી અને ભારબરદારી ( સામાન લાવવા તથા લઈ જવા ) માટે મોટાંમોટાં વહાણો મછવાઓ વગેરે, અહીં વપરાશમાં રહેતાં હશે એ દેખીતું છે.

આ વિષય ઘણો વિશાળ હોવાથી એ પર વિવેચન કરી પ્રકાશ પાડવાની ઘણી જરૂર છે, જે હું

મારા આ પછી પ્રગટ થનારા ભરુચ જિલ્લા તથા શહેરની વિગત સાથના ઐતિહાસિક પુસ્તકમાં-પ્રાચીન તથા અર્વાચીન સમયનાં વહાણો-મછવાઓ વગેરેની જુદીજુદી જાત-નામ – વહાણોમાં વપરાતી ચીજો-ઓજારો-નાવિકોનાં ગીત વગેરે વિષય પર જોઈતી શોધખોળ તથા માહિતી સાથનું વર્ણન આપવા ઈરાદો રાખું છું, જેથી અત્રે ઈબારત લંબાણ નહીં કરતાં ટૂંકમાં, એ વિષય પર મુંબઈ ગેઝેટીઅરમાં સુરત તથા ભરુચના ભા. ૨માં આપેલી હકીકત પરથી તથા બીજાં ઐતિહાસિક પુસ્તકો પરથી થોડીક હકીકત આપવા મુનાસબ ધારું છું

આ ઐતિહાસિક દાખલાઓમાં, આપણને, ઈ. સ. પૂ. ૫૦૦ – ૭૦૦ વર્ષ પર પાલી ભાષામાં લખાયેલી બૌધ જાતકકથાઓમાં આ બંદરેથી મોટાંમોટાં વહાણો ઠેઠ સુવર્ણભૂમી ( બર્મા ), લંકા વગેરે સુધી, મોટી સંખ્યામાં વેપારીઓ તેમ જ મુસાફરોને લઇ જતાં તથા લાવવાના ઉલ્લેખો મળે છે. ‘ સુપારિકા ’ જાતક-કથામાં અત્રેના આંધળા નાવિકની કુશળતાનાં ઘણાં વખાણ કરેલાં છે. જે પોતે નાની વયમાં કુશળતા મેળવ્યાને સબબે ૭૦૦ વેપારીઓથી ભરેલું વહાણ અત્રેથી ( ભૃગુકચ્છ ) બર્મા સુધી સહી-

છે ), કોપરેલ તેલ, કોપરું, ખાવાની ચીજો — મીઠાઇ જુદીજુદી જાતની ખાસ કરીને ગુંદરપાક બહુ વખણાય છે. જમરૂખ, તરબૂચ, બોર, ચીભડાં, તાજી માછલી–બરફમાં મૂકેલી દેશાવર મુંબઈ તથા બીજી જગ્યાએ, સૂકાં બૂમલાં, સૂકા ઝીંગા જેને છોલ્લાં કહે છે, સૂકી માછલી વગેરે

**વહાણો–મછવાઓ હોડીઓ વગેરે**

આ બંદરની, બંદર તરીકેની ખ્યાતિ તથા આયાત તથા નિકાશની ચીજો વિષે પાછલા પ્રકરણમાં આપણે જાણ્યું છે તો હવે તેનાં વહાણો–મછવાઓ–તથા હોડીઓની જાત–તેમનાં નામો વગેરે વિષે પણ થોડું જાણવાની જરૂર છે. જે જાણતાં પહેલાં એટલું યાદ રાખવાનું છે કે, ઘણા પ્રાચીન કાળથી આ શહેર હાલના મુંબઈ શહેરની માફક, હિંદુસ્તાન તેમ જ બહારના દેશો સાથનું એક વ્યાપારિક બિંદુ તરીકે રહેલું હોવાના સબબે વ્યાપાર, મુસાફરી અને ભારબરદારી ( સામાન લાવવા તથા લઈ જવા ) માટે મોટાંમોટાં વહાણો મછવાઓ વગેરે, અહીં વપરાશમાં રહેતાં હશે એ દેખીતું છે.

આ વિષય ઘણો વિશાળ હોવાથી એ પર વિવેચન કરી પ્રકાશ પાડવાની ઘણી જરૂર છે, જે હું

મારા આ પછી પ્રગટ થનારા ભરુચ જિલ્લા તથા શહેરની વિગત સાથના ઐતિહાસિક પુસ્તકમાં-પ્રાચીન તથા અર્વાચીન સમયનાં વહાણો-મછવાઓ વગેરેની જુદીજુદી જાત–નામ – વહાણોમાં વપરાતી ચીજો–ઓજારો–નાવિકોનાં ગીત વગેરે વિષય પર જોઈતી શોધખોળ તથા માહિતી સાથનું વર્ણન આપવા ઇરાદો રાખું છું, જેથી અત્રે ઈમારત લંબાણ નહીં કરતાં ટૂંકમાં, એ વિષય પર મુંબઈ ગેઝેટીઅરમાં સુરત તથા ભરુચના ભા. ૨માં આપેલી હકીકત પરથી તથા બીજા ઐતિહાસિક પુસ્તકો પરથી થોડીક હકીકત આપવા મુનાસબ ધારું છું

આ ઐતિહાસિક દાખલાઓમાં, આપણને, ઈ. સ. પૂ. ૫૦૦ – ૭૦૦ વર્ષ પર પાલી ભાષામાં લખાયેલી બૌધ જાતકકથાઓમાં આ બંદરેથી મોટાંમોટાં વહાણો ઠેઠ સુવર્ણભૂમી ( બર્મા ), લંકા વગેરે સુધી, મોટી સંખ્યાનાં વેપારીઓ તેમ જ મુસાફરોને લઈ જતાં તથા લાવવાના ઉલ્લેખો મળે છે. 'સુપારિકા' જાતક–કથામાં અત્રેના આંધળા નાવિકની કુશળતાનાં ઘણાં વખાણ કરેલાં છે. જે પોતે નાની વયમાં કુશળતા મેળવ્યાને સબબે ૭૦૦ વેપારીઓથી ભરેલું વહાણ અત્રેથી ( ભૃગુકચ્છ ) બર્મા સુધી સહી-

સલામત હંકારી ગયો હતો. આ દાખલા પરથી તે વખતનાં વહાણોની મોટાઇ, સરસામાન રાખવાની સગવડ વગેરેને પણ ખ્યાલ આપણને આવ્યા વગર રહેતો નથી. ' વિવિધ તીર્થ–કલ્પ ' નામના જૈન ઐતિહાસિક ગ્રંથમાં પ્રાચીન કાળમાં કોઇ રાજ્યકન્યાએ ભૃગુકચ્છમાં, શકુનિકા–વિહાર બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ દાખલાઓથી તે વખતની ભૃગુકચ્છની એક બંદર તરીકેની ખ્યાતિનો પણ ખ્યાલ આવે છે.

ઇ. સ. ના પહેલા સૈકામાં ગ્રીસના પ્રખ્યાત પ્રવાસી 'પેરિપ્લસ'ના કર્તાએ ભૃગુકચ્છના સુસાફરીનું વર્ણન આપેલું છે. તે પરથી તેમ જ બીજા અરબ અને યુરોપિયન પ્રવાસીઓનાં લખાણો પરથી, ગુજરાતનાં પ્રખ્યાત ઐતિહાસિક પુસ્તકો મિરાતે–સિકંદરી, ' ઝફરવાલા ' — શ્રી. રત્નમણિરાવ ભીમરાવનુ ' ગુજરાતનું વહાણવટુ ' — મધુસુદન એમ. પરીખનું ' હિંદુસ્તાનનું વહાણવટું ' અને મુસલમાન પ્રખ્યાત લેખક મૌલાના સૈયદ સુલેમાન નદવી સા. નાં બે પ્રખ્યાત ઉર્દૂ પુસ્તકો —' અરબ વ હિંદ કે તઅલ્લુકાત ' તથા ' અરબોંકી જહાઝ રાની ' વગેરે પરથી આપણને ઘણું જાણવાનું મળે છે. પેરિપ્લસના કર્તાએ ( ઇ. સ. ૬૦—૨૧૦ ) માં પોતાના ગ્રંથમાં

'તરાપ્પાજા' ને 'કોટંબા' નામનાં વહાણો માર્ગદર્શક તરીકે વપરાતાં હોવાનો ઉલ્લેખ કરેલો છે. તે પોતાના મજકુર ગ્રંથમાં વર્ણન કરતાં જણાવે છે કે 'સોદાગરી વહાણો સહીસલામત કુરજે ( ભૃગુકચ્છને કુરજે ) લાવવા ભૃગુકચ્છની **સરકારે** પોતાના ખરચે માર્ગદર્શક વહાણવટી-લોમિયા રાખ્યા છે.'

આ લખાણ પરથી આપણે એવું સમજવાનું નથી કે તે વખતે બીજી જાતનાં વહાણો વપરાશમાં નહીં હોય. 'તરાપ્પાજા' તથા 'કોટિયું' જાત જે પેરિપ્લસના કર્તાના પુસ્તકમાં વર્ણવેલાં છે તે હાલમાં આ બંદરે વપરાય છે. તરાપ્પાજા એટલે તરાપો—જે મોટી સંખ્યામાં સાથેસાથે બાંધેલા વાંસને કહે છે. પેરિપ્લસના કર્તાના સમયમાં 'તરાપ્પાજા' ( તરાપો ) માર્ગદર્શક તરીકે વપરાતું હશે પણ હાલમાં મોટી સંખ્યામાં, વાંસ — નર્મદા નદીના કિનારા પર આવેલાં દેશી રાજ્યોનાં ગામડાંઓમાંથી ( પહાડી જગ્યાઓથી ) લાવતાં દોરડાંઓવતી સાથેસાથે બાંધી પાણીમાં તરતા લાવવામાં આવે છે. એમાં સામાન ભરવામાં આવતો નથી. ફક્ત બેચાર માણસો ઉપર બેસી વાંસથી હલેસાં મારતા એક કિનારેથી બીજે કિનારે લઈ જાય છે.

'કોટિયું' જાતનું વહાણ-મુંબઇ ગેઝેટીઅરના ભા. ૨ (સુરત અને ભરુચ)ના ગ્રંથમાં વર્ણવ્યા મુજબ ૨૮ થી ૧૪૦ ખાંડી વજન ભરી શકે તેવું મોટું વર્ણવેલું છે. મોટી જાતમાં બે કૂવાઓ ને બે મોટા સઢ પણ હોય છે. એનું બીજું નામ 'પાડવ' કે ગલબટ પણ છે. મોટાં વહાણો પાછળ રાખેલી નાની જાતની હોડી કે હોડકાને 'કોટિયું' કહે છે. જ્યારે મોટાં વહાણો માલથી ભરેલા બંદરથી થોડે છેટે (ઓછા પાણીને લીધે) લંગર કરે છે ત્યારે એ કોટિયામાં બેસી વહાણવટીઓ અગર ખલાસીઓ કિનારા પર (શહેરમાં) પોતાના કામ અર્થે આવજાવ કરે છે. મછવાઓ-વહાણો વગેરેની જુદીજુદી જાતનું વર્ણન કરતાં પહેલાં વહાણવટીઓ પોતાનું વહાણ-મછવો કે હોડીને સૂકી જગ્યાએથી પાણીમાં તરતી કરવા માટે સામટું જોર કરતી વખતે કયાંકયાં વાકયો ગીતના રૂપમાં બોલે છે તે અત્રે વિવેચન કરવાં મુનાસબ લાગે છે. એક માણસ જોર કરતાં હલામ હેલ બોલે છે ત્યારે બીજો તેને મદદ કરતાં બીજા સાથીઓને સંબોધીને બોલે છે – 'જોર કરી લાંગો યાર.' પછી બીજા સાથીઓ સામટા જોર કરી તે મછવા અગર વહાણને હડસેલો મારતાં બોલે છે "યાલ્લા"

" યાલ્લા " ( યા અલ્લાહ ! ) તે છેક પાણીમાં તરી જાય ત્યાંસુધી તેઓ બધા એકે અવાજે ને સામટા જોર લગાડે છે. આવી રીતે મુસલમાન ખલાસીઓ મછવા કે વહાણમાં કંઇ ખેંચવાનું હોય અગર સામાન ઉઠાવતાં ગરગડીવતી દોરડું ખેંચતી વખતે નીચે પ્રમાણે ગીતના રૂપમાં બોલે છે જેથી તેમને મહેનત કે થાક જણાતાં નથી ને કામ જલદીથી થઇ શકે છેઃ—

" કનમા માલેક મુસલ્લી ( એક માણસ બોલે છે )
કનમા માલેક ! ( બીજાઓ સાથે બોલે છે )

" મકકામાં ચઢ્યો મુસાફર !
કનમા માલેક !　　"

" હાજી ચઢયો હજે મકકા,
કનમા માલેક !　　"

" કનમા માલેક મુસલ્લી,
કનમા માલેક

" મકકેથી જાના મદીને,
કનમા માલેક

" કનમા માલેક મુસલ્લી
કનમા માલેક

" સીંગોતરી, સાફ દરિયા।
કનમા માલેક
" કનમા માલેક મુસલ્લી
કનમા માલેક
" દાવલ તો દરિયા કિનારે
કનમા માલેક
" કનમા માલેક મુસલ્લી
કનમા માલેક
" સરંગ તો સૂતો ન જાગે
કનમા માલેક
" કનમા માલેક મુસલ્લી
કનમા માલેક
" કરાંણી હાલેક માંગે " કનમા માલેક
કનમા માલેક ।

આવી રીતે તે બધા કામ પૂરું કરતાં સુધી બોલે છે ને જોર કરે છે.



ભરૂચ બંદરે પહેલાં તથા હાલમાં વપરાતા મછવાઓ–મોટાં વહાણોનાં નામ તથા તે વિષેની જાણવાલાયક હકીકત.

| નંબર. | મછવાઓની જાત | આકાર | કૂવાની સંખ્યા | સઢની સંખ્યા | કુલ માલ ભરાશક્તિ ખાંડી અથવા વજન ભરી શકાય ? | સુકાન પર બેસનાર નાવિકનું નામ | વહાણના નાવિકોની સંખ્યા | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧ | મછવા અથવા હોડી | ગોળ તળિયું | ૧ | ૧ | ૩॥ થી ૨૨॥ | ટંડેલ કે નાખુદા (અસલ શબ્દ સુકાની) | ૨ થી ૫ સુધી | નાખુદાને નાકવો પણ કહે છે. મુસલમાન ખલાસીઓ અગર નાવિકોમાં "નાખુદા" કહેવાય છે ને હિંદુસ્તાનમાં "નાકવો" આ શબ્દ નાખુદાનો અપભ્રંશ છે. આ અંગ્રેજીમાં 'કેપ્ટન' કહે છે, જેનો કપતાન અપભ્રંશ છે. જાતને એક કૂવેસ્તંભ હોય છે. એ જાત મોટે ભાગે ધાન, ઇમારતી સામાન, વાંસ, અને અનાજ વગેરે ભરવાના કામમાં વપરાય છે. સુકાન પર બેસનાર નાવિકને "સુકાની" કહેવું વધારે વાસ્તવિક છે. પણ ભૂલથી તે શબ્દને બદલે નાખુદા–નાકવો–કે ટંડેલ કહેવાય છે. |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | પાડવ | | ૨ | ૧ | ૨૮ થી ૮૪ | એજન | ૫ થી ૯ સુધી | મોટે ભાગે આ જાતનું વહાણ દમણ, વલસાડ, બીલીમોરામાં બનાવવામાં આવે છે. એનો કૂવો સીસમના લાકડાનો બનાવવામાં આવે છે. આ જાત કિનારાના વેપારી કામમાં મોટે ભાગે વપરાય છે ને મલબાર સુધી સફર કરે છે. પાડવ જાતનું વહાણ હિંદુખારવાઓનીમાલકીનું મોટે ભાગે હોય છે. |
| ૩ | બતેલો | નીચેથી સપાટ હોય તળિયાવાળું. | ૨ | બે ડોલ ને એક ડોલ (આગળના ભાગમાં) | ૧૯૭ થી ૨૯૭ | ટંડેલ ને ખલાસી સહિત એકંદરે | ૧૨ તે ૧૩ સુધી | આ જાતનું વહાણ ( જહાજ ) પાડવ કરતાં મોટું ને દવથી નાનું હોય છે. એનું મથાળું ( આગળનો ભાગ ) 'ગુરાબ' ( જેને અંગ્રેજીમાં ગાર્બ કહે છે ) જાતના વહાણની માફક હોય છે. મોટે ભાગે આ જાત સુરત બલસાડ, બિલીમોરા, દમણ, દહેણું વગેરે ઠેકાણે તૈયાર થાય છે. નાની સાઇઝનું ૧૪૦ ખાંડી વજન ભરી શકાય તેવું પણ તૈયાર થાય છે. " જહાજ " શબ્દ ઇસ્લામી સમયમાં અપાયલો છે. જે અરબી ભાષાનો છે. |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | દવ અથવા બગલો | ચોરસ ઊભું તળિયું | | | ૨૮૦ થી ૮૪૦ | એજન | ૧૦ થી ૧૦૦ અથવા ૧૫૦ સુધી | જે વહાણ અથવા જહાજ ઇરાની અખાત અથવા રાતાસમુદ્ર સુધી સફર કરે છે તેને "દવ" કહે છે. ને જે કાઠિયાવાડ, કચ્છ અને કરાંચી સુધી જાય છે તેને "બગલો" કહે છે. એનું મથાળું ગુરાબ (ગાબ) (જાતના વહાણથી નીચુ હોય છે. એમાં કુભ અગર બીજું નાનું તૂતક હોય છે. આમાં અરબ ખલાસીઓ સહુ ભાગે વપરાય છે. સામાન્ય કરીને રાતાસમુદ્ર, ઇરાનીઅખાત ને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા સુધી સફરે જાય છે. |
| ૫ | ડીંગી અથવા ડુંગી | [illegible] | ૨ | ૨ | ૪૮ થી ૪૭૬ | ટંડેલ કે નાખુદા | ૧૦ થી ૨૫ સુધી | આ જાતના વહાણને તૂતક હોતું નથી, પણ બંને તરફ છૂટા વાંસની ખપાટીઓથી દીવાલ માફક બનાવી લેવામાં આવે છે. આ જાતનું વહાણ મકરાન (સિંધ), કચ્છ સુધી સફર કરે છે. |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | કોટીયું, મછવા, કે મછવાર | [illegible], સાગ, અથવા [illegible] | ૨ | ૨ | ૨૮ થી ૧૪૦ | ,, | ૬ થી ૧૫ | કાઠિયાવાડ, કચ્છના અખાતમાં વપરાય છે. પહેલાં આ જાતનું વહાણ ચાંચીઆ લોકોના વપરાશમાં તેની ઝડપને લીધે વપરાતુ હતું. આ જાતમાં સૌથી નાના કદનું પણ હોય છે. જે મોટાંમોટાં વહાણોની પાછળ રાખવામાં આવે છે. જે પાણીની ઓટ વખતે અગર થોડા પાણીને લીધે મોટાં વહાણો કિનારે નહીં આવી શકવાથી નાવિકો કિનારે આવવા ઉપયોગમાં લે છે. તે હલેસાંથી ચલાવવામાં આવે છે. મોટા " કોટીઆ " માં પાઇલટ ( માર્ગ-દર્શક ) તરીકે નાવિક હોય છે તેને ડોંગી પણ કહે છે. |
| ૭ | ગુરાબ ( ગ્રાબ ) | | ૨ | ૨ | ૪૦ થી ૮૦ ખાંડી ૧૫૦ થી ૩૦૦ ટન વજન | [illegible] | જાણવામાં નથી | આ જાતનું વહાણ (જહાજ )ઝડપી હોવાથી લડાઇના ઉપયોગમાં લેવાતું. " ગુરાબ " અરબી શબ્દ પરથી નીકળેલું છે. જેનો અર્થ સમડી છે, સમડીની ગરદનના આકૃતિ જેવી આકૃતિ એ જાતના જહાજના મથા-ળાની હોવાને સબબે તેનું નામ આ અપાયું છે. અંગ્રે-જીમાં એને ગાર્બ કહે છે. એમાં પહેલાં ૬ થી ૯ તોપો રાખવામાં આવતી. એને તૂતક હોય છે. તે |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ફિરમારી ( - દીવાર) | મોઢું અણી-દાર | ૨ | ૨ | ૨૮ થી ૨૦૦ ખાંડી | ” | ” | |
| ૯ | હોડી મોટી અગર નાની | ગોળ | ૧ | ૧ | ૨ ખાંડી ના ની સાધગ-માં ને મોટી માં ૩૦ થી ૪૦ ખાંડી સુધી | (૨૬ ફૂટ પાટીયાં) | (ખલાસી સહિત) | ઉપર ઢાંકણ છે |

પર એક વચલી તૂતક રાખી તે પર ૨ થી ૧૨ પાઉંડ વજનનો ગોળો ફેંકે તેવી તોપો ગોઠવામાં આવતી. હાલમાં એ જાત અત્રે વપરાશમાં નથી.

પહેલાં આ જાતનું વહાણ લડાઇના કામમાં ઝડપી ચાલને લીધે વપરાતું. હાલમાં મુંબઇના દક્ષિણ કિનારા પર વપરાય છે. આમાં મોટે ભાગે રોમન કેથોલીક પંથના ખલાસીઓ હોય છે. આમાં પણ એક પાઇલટ (માર્ગદર્શક) હોય છે. આ જાત પણ હાલમાં વપરાશમાં નથી. ઉપલી બંને જાત ૧૮મા સૈકા સુધી વપરાશમાં હોવાના દાખલાઓ મોજૂદ છે.

માલ ભરવા ને ઉતારૂઓને શહેરમાંથી સામે કાંઠે લઇ જવા તથા ત્યાંથી લાવવા માટે આ જાતમાં નાની હોડીઓ શહેરની સામે નદી આસપાસ માછલાં પકડવા તથા શહેરથી પશ્ચિમમાં દરિયા સુધીમાં માછલાં પકડવાના ઉપયોગમાં આવે છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | પનાઇ | ચોરસ | ૧ | ૧ | ૨ થી ૨ાાં | ,, | ૨થી ૩ | ગોળનાં માટલાં, ધાસલેટના ડબા-રૂની પાકી ગાંસડીઓ વગેરેના ઉપયોગ માટે હાલમાં આ જાત વપરાશમાં છે. |
| ૧૧ | થાપડો | સપાટ | ૧ | ૧ | ૩૦ થી ૪૦ | ,, | ,, | લીલું ઘાસ-ફળફળાદિની ગાંસડીઓ—ઢોર તથા ઉતારુઓ નદીના સામે કિનારે ( દક્ષિણ તરફ )થી શહેરમાં લાવવા તથા લઇ જવા માટેના ઉપયોગમાં આવે છે. અત્રે વપરાશમાં છે. |

## પ્રકરણ ૬

### ભાગ ૨

પ્રાચીન તથા અર્વાચીન સમયના રાજ્યકર્તાઓ તથા તેમના સમયમાં બનેલી બિનાઓનું ટૂંક વર્ણન –

પ્રાચીન સમયમાં ઇતિહાસ લખવાનું ધોરણ નહીં હોવાને કારણે ઇ. સ. પૂ. ના ત્રીજા સૈકામાં—મૌર્ય વંશના રાજાઓના અમલ પહેલાંનો, તેમ જ ઇ. સ. ના ૬—૭ સૈકાનો ગુજરાતનો ઇતિહાસ શિલાલેખો, તામ્રલેખો, સિક્કાઓ વગેરે પરથી મેળવી તૈયાર કરેલો હોવાને સબબે ગુજરાતના ઇતિહાસમાં રહેતી અપૂર્ણતાને લીધે, ભરુચ પર, પ્રાચીન સમયમાં કયાકયા રાજ્યકર્તાઓએ અમલ કરેલો હશે તેમના સમયનાં કઇકઇ ઐતિહાસિક બિનાઓ બનેલી તે વિગતવાર જણાવવું મુશ્કેલ છે છતાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રગટ કરેલા ગુજરાતી

ઇતિહાસો, — ' ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ' તથા ' ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ ને મુંબઈ ગેઝેટીઅર વો. ૨ ( સુરત અને ભરુચ ), ગુજરાતના પ્રખ્યાત ફારસી ઇતિહાસો — ' મિરાતે એહમદી, મિરાતે સિકંદરી વગેરે ' ઐતિહાસિક ગ્રંથોમાંથી મેળવેલા રાજ્યકર્તાઓને નીચેના સમયમાં વહેંચવાનું મુનાસબ જણાય છે.

( ૧ ) હિંદુ સમય — ઇ. સ. પૂ. ૨૦૦૦ – ૧૦૦૦ થી ઇ. સ. ૧૨૯૭
( ૨ ) ઇસલામી સમય „ ૧૨૯૭ થી ૧૭૭૨
( ૩ ) મિશ્ર સમય „ ૧૭૭૨ થી ૧૮૫૮
( ૪ ) બ્રિટિશ સમય „ ૧૮૫૮ થી



હિંદુ સમય. ઇ. સ. પૂ. ૨૦૦૦ / ૧૦૦૦ થી ઇ. સ ૧૨૯૭

| | |
|---|---|
| (૧) ભૃગુઋષિ–ઇ. સ. પૂ. ૨૦૦૦–૧૦૦૦ દરમ્યાન | |
| (૨) મૌર્ય વંશ (ચંદ્રગુપ્ત) ઈ. સ. પૂ. ૩૨૨ | |
| (૩) બાકટ્રિયન – ગ્રીક<br>એપોલ્લોડેટસ, મેનેન્ડ્રોસ<br>(મિનેન્ડર) | ,, ૧૧૦<br>૧૦૦ |
| (૪) પૌરસ અથવા પુઆર | ,, ૧૪ દરમ્યાન<br>૧૧ |
| (૫) ક્ષત્રપ અથવા શાહ રાજાઓ (ઉશ્વદાત, રૂદ્રદામા) | ઇ. સ. ઇ. સ.<br>૧૦૦ – ૨૨૦ |
| (૬) ભરૂચના ગુર્જર રાજાઓ (દદ્દુ ૨ તથા જયભટ ૩) | ૫૮૦ – ૮૦૮ |
| (૭) ચાલુક્ય અથવા સોલંકી (સિદ્ધરાજ, કુમારપાળ) | ૯૬૧ – ૧૨૪૨ |

ભૃગુઋષિ ઇ. સ. પૂ. ૨૦૦૦–૧૦૦૦ દરમ્યાન

આ ઋષિ લોકે ઘણા પ્રાચીન સમયના (વેદના સમય ઇ. સ. પૂ. ૨૦૦૦) માનવામાં આવે છે, પરંતુ ઐતિહાસિક સબળ પુરાવાઓને અભાવે એમના વિષેની સાલ નક્કી કરવી

મુશ્કેલ છે છતાં પાલી ભાષામાં લખાયલી બૌદ્ધ જાતકકથાઓ ( કે જે ઇ. સ. પૂ. ૭૦૦ વર્ષની જૂની લખાયલી માનવામાં આવે છે ) માં જણાવેલું છે કે ' ભૃગુકચ્છના બંદર પર " ભૃ " ( ભૃગુઋષિ ) નામના રાજા રાજ્ય કરતા હતા. ' એ ઉપરાંત મુંબઈ ગેઝેટીઅર ( ગુજરાત ) વૉ. ૧, ભા. ૧ માં ' **પરશુરામે** ' ( ભૃગુઋષિથી પાંચમી પેઢી પર થએલા–**ભાર્ગવ રામ અથવા પરશુરામ** ) હૈહય ( ગૅાન ) લોકોને ( કે જે ઘણી પ્રાચીન જાત નર્મદા નદીની ખીણમાં વસેલી હોવાનું માનવામાં આવે છે ) હરાવ્યાનો ઉલ્લેખ છે. તે પરથી આપણને માનવાને કારણો મળે છે કે ભૃગુઋષિ તે વખતના એક ઋષિ તરીકે મનાયા છતાં, પોતાના શિષ્યોની મોટી સંખ્યાને લીધે એક રાજ્યકર્તા તરીકે આ શહેર પર ગણવામાં આવતા હશે. એમણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું હશે ને પોતે ક્યારે દેવલોક પામ્યા હશે એ જણાવવું મુશ્કેલ છે.

## મૌર્યવંશ. ઇ. સ. પૂ. ૩૨૨– ઇ. સ. ૧૯૭

ચંદ્રગુપ્ત ઇ. સ. પૂ. ૩૨૨

આ રાજા મગધ દેશ ( બિહાર પ્રાંત )માં આવેલા પાટલીપુત્ર નગરમાં રાજ્ય કરતો હતો. તેનો

અમલ ગુજરાત સુધી હોવાનો લીધે, ભૃગુકચ્છ સુધી તેની સત્તા હોવાનો ઉલ્લેખ મળે છે. એના સમયની એક બીના જોકે ભરૂચ જિલ્લાને લગતી છે, છતાં અત્રે વર્ણવવી મુનાસબ લાગે છેઃ તેણે પોતાના ૮ ભાઈઓને મારી નાંખેલા તેથી પોતાના પાપમાંથી મોક્ષ મળવાની ખાતર શુકલતીર્થ ( ભરૂચથી પૂર્વમાં ૮ માઈલ ) ગામે પોતાના વજીર ચાણક્ય સાથે આવી રહેલો.

## બાકટ્રિયન-ગ્રીક રાજાઓ. ઇ.સ. પૂ. ૧૧૦–૧૦૦

મેનેન્ડ્રોસ. (મિનેન્ડર) ઇ. સ. પૂ. ૧૧૦ તથા એપોલ્લોડટ્રસ ઇ. સ. પૂ. ૧૦૦

મૌર્યવંશ પછી બાકટ્રિયન-ગ્રીક લોકોની સત્તા હિંદુસ્તાન પર થવાને કારણે તેમનામાંના મેનેન્ડ્રોસ રાજાની સત્તા પૂર્વમાં ઠેઠ જમના નદી સુધી, ને પશ્ચિમમાં સિંધુના નીચલા ભાગમાં ઠેઠ કાઠિયાવાડ સુધી વધી પડી હતી. એ રાજાના નામના સિક્કાઓ, 'પેરિપ્લસ' ના કર્તાના લખાણ મુજબ બારૂગાઝા ( ભરૂચ ) માં ચાલતા હોવાનો ઉલ્લેખ મળે છે. એની પછી એ પોલ્લોડટ્રસ રાજા ગાદીએ બેઠો. એના સમયના સિક્કાઓ પણ ગુજરાતમાં ચાલેલાનો ઉલ્લેખ છે.

એ રાજા ઘણો માયાળુ ને ઇનસાફી હતો. તેથી જ્યારે તે ત્યારે મરી ગયો તેને બાળી નાખતાં, તેના શબની રાખોડી માટે તેની પ્રજા લડી મરતાં, ઘેરઘેર તે વહેંચવામાં આવી હતી.

પૌરસ રાજા ઇ. સ. પૂ. ૧૪ થી ઇ. સ. ૧૧ ની વચમાં.

મહાન સિકંદર ' ( એલેકઝાન્ડર ધી ગ્રેટ ) ' સાથે પંજાબના હિંદુ રાજા પૌરસે ઇ. સ. પૂ. ૩૨૬માં જેલમ નદી પાસે લડાઇ કરેલી, તેના વંશનો આ રાજા હતો. જેનું રાજ્ય ઠેઠ પંજાબથી ભરૂચ ( ભૃગુકચ્છ ) સુધી હોવાનું માનવામાં આવે છે. એ પુઆર જાતનો હતો. પૌરસના વંશનો હોવાથી આ નામથી ઓળખાતો હતો. એના તાબામાં ૬૦૦ ખંડિયા રાજાઓ હતા. એના વિષે આપણને સ્ટ્રેબોની ભૂગોળ ( ઇ. સ. પૂ. ૬૩ – ઇ. સ. ૨૩ ), તથા કૉમર્સ બિટવીન ધી રોમન એમ્પાયર ઍન્ડ ઇન્ડિયામાંથી જાણવાનું ઘણું મળે છે. એમાં વર્ણવેલું છે કે મજકુર રાજા પૌરસનો વિચાર ઇટલીના ઑગસ્ટસ–સીઝર સાથે મિત્રાચારી કરવાનો થતાં તેણે પોતાની તરફથી આઠ એલચીઓ ( દૂતો )ને સીઝર પાસે એક ચર્મપત્ર ગ્રીક ભાષામાં લખી કેટલાક નજરાણા સાથે મોકલેલા.

એ દૂતોમાં ભરૂચનો એક વતની નામે **શ્રમીચાર્ય** હતો.[1] જેનું નામ ગ્રીક ભાષામાં **ઝારમન ચીગસ** અથવા **ઝોગુ** લખેલો છે. નજરાણામાં ખુશબોદાર ચીજો ઉપરાંત, એક વગર હાથનો માણસ, મોટા સાપો, મોટો કાચબો, અને ગીધથી મોટું પક્ષી હતાં. સદરહુ એલચીઓ ઉઘાડે શરીરે, ને કમરે પટકા બાંધેલી હાલતમાં રોમ સુધી ગયા હતા. ત્યાં પહોંચ્યા બાદ આવતી વખતે એ માણસોમાં ભરૂચનો વતની **શ્રમીચાર્ય** અથવા **ઝારમન ચીગસ** પોતાની જિંદગીથી કંટાળી અથેન્સમાં ચિતા ખડકી બળી મૂવો હતો. તે જગ્યાએ એક ડેરી બનાવેલી છે. જે પર એક તખતીવાળો લેખ લગાડેલો છે કે " ઝારમન ચીગસ નામનો એક હિંદુસ્તાની બારૂગાઝાનો રહેવાસી પોતાના દેશની ચાલને અનુસરી બળી મરી પોતાનું નામ અમર કરી ગયો છે તે જગ્યા આ છે. "

એ દૂતોમાં બાકી રહેલા સાતમાંથી ચાર ..ણા મુસાફરી ને થાકને સબબે રસ્તામાં મરણ પામવાથી ત્રણ બચી જઈ સહીસલામત પાછા ફર્યા હતા. સ્ટ્રેબો-ની ભૂગોળમાં ' પોરસ ' રાજાના અમલની સાલ ઇ. સ. ૧૪ હોવાનું જણાવેલું છે, પરંતુ બીજા દાખલાઓ-માં એના અમલની સાલ ઇ. સ. પૂ. ૧૪ ને ૧૧ ની

વચ્ચે હોવાનો ઉલ્લેખ મળ્યાથી એ સાલ લખી છે.

**ક્ષત્રપ અથવા શાહ રાજાઓ–ઇ. સ. પૂ. ૭૦–ઇ. સ. ૩૮૯**

એ રાજાઓનો અમલ જોકે ગુજરાતમાં ઇ. સ. પૂ. ૭૦ થી શરૂ થએલો ગણવામાં આવે છે, છતાં એ વંશમાં ઉશ્વદાત, તથા રૂદ્રદામા રાજાઓના અમલમાં ભરૂચ વિષેની બીનાઓ બનેલી હોવાના ઉલ્લેખો મળવાથી તે રાજાઓની હકીકત લખવાનું મુનાસબ જણાય છે.

ઉશ્વદાત ઇ. સ. ૧૦૦–૨૨૦

બાકટ્રિયન રાજાઓ પછી ગુજરાતમાં ક્ષત્રપ અથવા શાહ નામથી ઓળખાતા રાજાઓનો અમલ થએલો. જેમાં આ રાજાએ ભૃગુકચ્છ ( ભરૂચ ) બંદરે, દશપુરમાં, નાસિક પાસે ગોવરધન પહાડમાં તથા સોપારામાં તળાવો બંધાવ્યાના ઉલ્લેખ મળે છે.

રૂદ્રદામા ઇ. સ. ૧૪૩–૧૫૮

આ રાજાના સમયનો એક દાખલો એ મળે છે કે જૂનાગઢ પાસે ગિરનાર પર્વતના એક ખડક પર તેણે એક લેખ કોતરાવેલો છે, જેમાં ' ભૃગુકચ્છ '

( ભરૂચ ) નો ઉલ્લેખ છે. એ લેખ ' રૂદ્રદામાના લેખ ' તરીકે ઓળખાય છે.

**ભરૂચના ગુર્જર રાજાઓ–ઈ. સ. ૫૮૦–૭૩૪ = ૧૫૪ વર્ષ**

આ રાજાઓમાં દદ્દ ૧ ( ૫૮૦–૬૦૫ ) તથા જયભટ ૧ ( ૬૦૫–૬૨૦ ) થઇ ગએલા છે પણ એમના વખતની હકીકત ભરૂચ શહેરને લગતી નહીં મળવાને કારણે તેમના પછી દદ્દ ૨ના અમલની હકીકત લખી છે.

દદ્દ ૨ અથવા પ્રશાંતરાગ, ઈ. સ. ૬૩૩–૬૫૫

આ રાજાના અમલમાં નીચલી બીના ભરૂચને લગતી છેઃ—

( ૧ ) ઇ. સ. ૬૨૯માં ચીનાઈ બૌદ્ધ સાધુ હુઆન–શાંગ ચીન દેશથી હિંદુસ્તાનના પ્રવાસે આવતાં ભૃગુકચ્છ ( ભરૂચ ) માં આવેલો, તેણે શહેરનો ઘેરાવો " ૨૦ લી " ( ૪ માઇલ ) ને જિલ્લાનો ઘેરાવો " ૨૪૦૦–૨૫૦૦ લી " ( ૪૮૦–૫૦૦ માઇલ ) વર્ણવેલો છે. વળી મજકુર સાધુ શહેરના વર્ણનમાં ૧૦ મઠ, ૧૦ દેવાલયો અને ૩૦૦ ( બૌદ્ધ ) સાધુઓ હોવાનું જણાવે છે.

( ૨ ) ઈ. સ. ૬૩૬ ( હી. સ. ૧૫ )માં અરબ મુસલમાનો અરબસ્તાનના બીજા ખલીફ઼ા હ. ઉમર

(ર. સ ) ના વખતમાં અરબસ્તાનથી દરિયામાર્ગે ભરૂચ બંદર પર ચડી આવેલા આ ચડાઇ અરબ સરદાર ' હકમ બિન અબિલ આસ ' ની સરદારી નીચે કરવામાં આવ્યાનો ઉલ્લેખ છે. આ ચડાઇ ભરૂચ પર પહેલી ને ગુજરાતમાં બીજી વખતની ગણવામાં આવે છે.

( ૩ ) ઇ. સ. ૬૪૭ માં અરબ મુસલમાનો ભરૂચ પર બીજી વખત–અરબસ્તાનના ખલીફા હ. ઉસમાન ( ર. સ. )ના સમયમાં દરિયામાર્ગે ચડી આવ્યા હતા.

( ૪ ) ઇ. સ. ૬૪૯માં વલ્લીભીપુરના રાજાએ ભરૂચમાં મુકામ કરેલો, તે વખતે દદ બીજાએ તેનો આદરસત્કાર કરેલો.

જયભટ ૩ ઇ. સ. ૭૦૬—૭૩૪

મુસલમાનોની–ખુશકીમાર્ગે ભરૂચ પર ચડાઇ ઇ. સ. ૭૨૫–૨૬ ( હી.સ. ૧૦૭ )

આ રાજાના સમયની બીના જાણવાલાયક એ છે કે, ઇ. સ. ૭૨૫–૨૬ માં સિંધના ગવર્નર જુનેદ બિન અબ્દુરેહમાન મિરરીની સરદારીમાં મુસલમાનોએ ખુશકીમાર્ગ ( જમીનમાર્ગે ) ભરૂચ પર ચડાઇ કરી હતી. એ લશ્કર સિંધથી વીરમગામ પાસે

આવેલા મરમદ તથા માળવામાં થઇ ભીનમાલ વગેરે જગ્યાએથી ભરૂચ પર ચડી આવ્યું હતું. એ લશ્કરે નવસારી સુધી જીત કર્યાનો ઉલ્લેખ, નવસારીના ચાલુકય રાજા ' પુલકેશી જનાશ્રયના તામ્રપટમાં મળે છે. જેમાં અરબોને ' તાજિક ' લોક તરીકે વર્ણવેલા છે. તાજિક શબ્દ ફારસી ભાષા " તાઝી " પરથી નીકળેલો છે.

ગુર્જર રાજાઓના અમલમાં મુસલમાનોની વારંવાર ચઢાઇઓ થોડા સમયમાં થવાનું કારણ એ જણાય છે કે, એ સમયમાં ભરૂચના ગુર્જર રાજાઓ તથા વલ્લભીના રાજાઓનો સંબંધ બહુ ઘાડો હોવાને સબબે, ગુર્જર રાજાઓ વલ્લભી રાજાઓને પોતાના રાજ્યમાં આશ્રય આપતા હોવાના ઉલ્લેખો આપણને ઇતિહાસમાં મળે છે. વલભી રાજાઓનો મુલક કાઠિયાવાડને કિનારે હોવાને લીધે, ને કાઠિયાવાડ સિંધ પાસે આવેલું હોવાથી, અરબોની સાથે ( સિંધનો મુલક અરબોના અમલમાં હોવાને લીધે ) વલભી રાજાઓ છેડતી કરતા હશે જેથી માનવાજોગ છે કે અરબો વલ્લભી રાજાઓ અગર તેમના મદદગારોને શિક્ષા કરવાની ખાતર તેમના મુલકો પર ચઢાઇઓ વારંવાર લાવી તેમને નસિહત આપી ( હરાવી ) પાછા ચાલ્યા જતા હતા.

જેના ઉલ્લેખો આપણને ગુર્જરોના તામ્રપટ વગેરે પરથી મળે છે. કેમકે જો અરબોએ શિક્ષાની ખાતર તેમના પર ચડાઈઓ નહીં કરી હોત તો વલ્લભી અગર ગુર્જર રાજાઓનો મુલક તેમણે કયારનો જીતી લઈ પોતાના મુલક સાથે જોડી દીધો હોત એ દેખીતું છે. આવી રીતે ચડાઈઓ કરી શિક્ષા કરી (હરાવી) પાછા ચાલ્યા જવાના અનેક દાખલાઓ ઇસ્લામી બાદશાહો–સુલતાનો વગેરેના ગુજરાતના તેમજ હિંદુસ્તાનના ઇતિહાસમાં આપણને મળે છે.

'વલભી રાજ્ય' ના મથાળા હેઠળ, અમદાવાદની વિદ્યાપીઠના માજી અરબી પ્રોફેસર મૌલાના સૈયદ અબુઝફર નદવીસાએ આઝમગઢથી પ્રગટ થતા માસિક ચોપાન્યા 'અલ–મઆરિફ' ના ૧૯૩૩ ના ઑગસ્ટ માસના અંકમાં એક વિદ્વતાભરેલો લેખ લખેલો છે. જે પરથી આપણને વલ્લભી રાજાઓ તથા તેમના મદદગાર ભરૂચના ગુર્જર રાજાઓની સાથે અરબોએ કેવા સંજોગોમાં લડાઇઓ કરી હતી એ સારી રીતે સમજાઇ શકાય છે.

**ચાલુકય અથવા સોલંકી વંશ–ઈ. સ. ૯૯૭–૧૦૧૦**

સિદ્ધરાજ જયસિંહ ઈ. સ. ૧૦૯૪–1143 — આ રાજાના સમયમાં ભરૂચ શહેરનો હાલનો પથ્થરનો કિલ્લો બનાવ્યાનું કહેવામાં આવે છે.

કુમારપાળ
૧૧૪૩—૧૧૭૬

સિદ્ધરાજ પછી, કુમારપાળ ગાદીએ બેઠો. ' કુમારપાળ ચરિત્રમાં ' આ રાજાના ભરૂચમાં આવવાની તથા ગુજરાતનું રાજ્યપાટ એને મળવા બાબત ભરૂચના એક જોશીએ ભવિષ્ય ભાખ્યાની વાર્તા જણાવેલી છે તે વર્ણવવી મુનાસબ જણાય છે. તે હકીકત નીચે પ્રમાણે છે: ' સિદ્ધરાજને જ્યારે જણાયું કે તેને કંઇ સંતાન થવાનું નથી ને તેની પછી કુમારપાળ ગાદીએ બેસશે તે પરથી તેને કુમારપાળ પર અણગમો થઇ ગયો. તેથી તેને મારી નાંખવાનો વિચાર કર્યો. કુમારપાળને તેની ખબર પડી, જેથી તેણે વેશ બદલી પરદેશમાં ફરવાનું નકકી કરી પાટણમાંથી નીકળી પડ્યો ને ત્યાંથી ફરતાં ફરતાં ખંભાત આવ્યો. ત્યાંથી ભરૂચમાં આવતાં અહીં ( ભરૂચમાં ) એક જોશી સાથે દેહરામાં મુલાકાત કરતાં, જોશીને પોતે ક્યારે રાજા થશે તેનું ભવિષ્ય પૂછી જોતાં, જોશીએ દેહરા પર બેઠેલી દેવચકલી ( કાળી ચકલી ) સામું જોઇ જણાવેલું કે, તે ( કુમારપાળ ) થોડા વખતમાં રાજા થશે. કુમારપાળ આ પછી અહીંથી માળવા તરફ જઈ પોતાના કુટુંબને ઉજ્જેન મળેલો. એ અરસામાં સિદ્ધરાજના માણસો તેની શોધમાં ઉજ્જેન પહોંચ્યા. જેથી તે કોલ્હાપુર, કાંજેવરમ જતાં

ત્યાંના રાજાઓએ તેને આશ્રય આપ્યો. કુમાળપાળ પછી ઉજ્જેન પોતાના બનેવી મળવા જતાં, સિદ્ધરાજના મરણની ખબર થતાં, દરબારીઓની પસંદગીથી ગાદીએ આવ્યો.

સોલંકીવંશ પછી ગુજરાત પર વાઘેલાવંશના રાજાઓનો અમલ થયેલો. જેમાં કરણઘેલાએ -(૧૨૯૬ ૧૩૦૪ ) સુધી રાજ્ય ચલાવેલું. પણ તેના સમયની ભરૂચ વિષેની ખીના જાણમાં નહીં હોવાથી અત્રે વર્ણવેલી નથી. ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાતની હકૂમત ઇસલામી સત્તા હેઠળ આવવાથી બીજા પ્રકરણમાં એ સમય વિષે જાણવામાં આવશે.



## પ્રકરણ ૭

### ઇસ્લામી સમય— ઇ. સ. ૧૨૯૭-૧૭૭૨ =૪૭૫ વર્ષ.

ઇસલામી સમયને નીચલા ભાગોમાં વહેંચી શકાય છેઃ

| | |
|---|---|
| (૧) દિલ્લીના સુલતાનો | — ૧૨૯૭ – ૧૪૦૩ |
| (૨) ગુજરાતના ,, | — ૧૪૦૩ – ૧૫૭૩ |
| (૩) મુગલ ,, | — ૧૫૭૩ – ૧૭૩૬ |
| (૪) ભરૂચના સ્વતંત્ર નવાબો | — ૧૭૩૬ – ૧૭૭૨ |

### દિલ્લીના સુલતાનો. ૧૨૯૭ — ૧૪૦૩

દિલ્લીના સુલતાન, અલાઉદ્દીન ખીલજીએ પોતાના ભાઈ અલમાસબેગ ઉર્ફે ઉલુગખાન જે ગુજરાતના ઇતિહાસમાં અલફખાનના નામથી પ્રખ્યાત છે તેને વઝીર

ત્યાંના રાજાઓએ તેને આશ્રય આપ્યો. કુમાળપાળ પછી ઉજ્જેન પોતાના બનેવી મળવા જતાં, સિદ્ધરાજના મરણની ખબર થતાં, દરબારીઓની પસંદગીથી ગાદીએ આવ્યો.

સોલંકીવંશ પછી ગુજરાત પર વાઘેલાવંશના રાજાઓનો અમલ થયેલો. જેમાં કરણઘેલાએ –(૧૨૯૬ ૧૩૦૪) સુધી રાજ્ય ચલાવેલું. પણ તેના સમયની ભરૂચ વિષેની બીના જાણુમાં નહીં હોવાથી અત્રે વર્ણવેલી નથી. ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાતની હકૂમત ઇસલામી સત્તા હેઠળ આવવાથી બીજા પ્રકરણમાં એ સમય વિષે જાણવામાં આવશે.



## પ્રકરણ ૭

### ઇસ્લામી સમય— ઇ. સ. ૧૨૯૭-૧૭૭૨ =૪૭૫ વર્ષ.

ઇસલામી સમયને નીચલા ભાગોમાં વહેંચી શકાય છેઃ

(૧) દિલ્લીના સુલતાનો — ૧૨૯૭ – ૧૪૦૩
(૨) ગુજરાતના ,, — ૧૪૦૩ – ૧૫૭૩
(૩) મુગલ ,, — ૧૫૭૩ – ૧૭૩૬
(૪) ભરૂચના સ્વતંત્ર નવાબો — ૧૭૩૬ – ૧૭૭૨

### દિલ્હીના સુલતાનો. ૧૨૯૭ — ૧૪૦૩

દિહીના સુલતાન, અલાઉદ્દીન ખીલજીએ પોતાના ભાઈ અલમાસબેગ ઉર્ફે ઉલુગખાન જે ગુજરાતના ઇતિહાસમાં અલફખાનના નામથી પ્રખ્યાત છે તેને વઝીર

નુસરતખાનની સાથે ગુજરાત જીતવા મોકલેલો. તેમણે ઇ. સ. ૧૨૯૭ માં તે વખતના ગુજરાતના પાયતખ્ત અણહીલવાડ પાટણ ( જે નહેરવાલા પાટણના નામથી ઓળખાય છે ) આગળ કરણઘેલાને હરાવી-કબજે કર્યાથી, ગુજરાતની સલ્તનત દિલ્હીના સુલતાનોના કબજામાં આવી. ભરૂચ જિલ્લો પણ ગુજરાતને તાબે હોવાથી દિલ્હીની શહેનશાહતના તાબામાં આવ્યો. દિલ્હીની શહેનશાહત તરફથી ગુજરાતના નાઝિમો એનો કારભાર ચલાવતા. આ સુલતાનોમાં સુલતાનં અલાઉદ્દીન ખીલજીથી મુબારક ખીલજીના સમયમાં કાંઇ જાણવાલાયક બીના બનેલી નથી. તે પછી તઘલખ વંશમાં સુલતાન ગયાસુદ્દીન તઘલખ ( ૧૩૨૦-૧૩૨૫ ) થી મહમૂદ તઘલખ ૨ સુધીમાં આઠ સુલતાનો થયા છે જેમાં પહેલા બે સુલતાનો સિવાય બાકી સુલતાનોના સમયમાં કાંઈ જાણવાલાયક બીના બનેલી નથી.

## સુલતાન ગયાસુદ્દીન તઘલખ ૧૩૨૦-૧૩૨૫

આ સુલતાનના વખતમાં બનેલી બીનાઓ નીચે મુજબ છે.

( ૧ ) હી. સ. ૭૨૧ — ઇ. સ. ૧૩૨૧—૨૨માં ભરૂચ શહેરની જુમામસજિદવાળી ઇમા-

રત, તેની સલ્તનતના અમીર દૌલતશાહ મોહમ્મદ બૂતુમારીના હાથે (મુસલમાનોને) પ્રાપ્ત થઇ.

( ૨ ) હી. સ. ૭૨૨ — ઇ. સ. ૧૩૨૩–૨૪ શહેરમાં–લાલ બજાર, દેસાઇજીની હવેલી સામે આવલી મસજિદ મજકુર દૌલતશાહ મોહમ્મદ બૂતુમારીના હુકમથી ઇકબાલ ફખરૂદ્દીને ચણાવી.

## સુલતાન મહમદ તઘલખ – ૧૩૨૫-૧૩૫૧

આ સુલતાનના સમયમાં બનેલી બીનાઓ નીચે મુજબ છેઃ—

( ૧ ) હી. સ. ૭૨૬ – ઇ. સ. ૧૩૨૬–૨૭માં ભરૂચ શહેરની ઇદગાહ – દૌલતશાહ મોહમ્મદ બૂતુમારીના ખાસ પૈસાથી ચણાવવામાં આવી.

( ૨ ) હી. સ. ૭૪૫ – ઇ. સ. ૧૩૪૬માં ભરૂચના અમીરાને–સદાહ નામના બંડખોરોએ, ભરૂચમાં બળવો જગાડતાં સુલતાનને દિલ્લીથી બળવો દાબી દેવા જાતે આવવું પડેલું.

( ૩ ) એ જ સાલમાં ઇજીપ્તના ખલીફા તરફથી

સુલતાનને માટે અરીતો, ખિલઅત–વાવટો લઈને, એલચીઓ મોકલતાં તેઓ સુલતાનને ભરૂચમાં આવી મળેલા, જેમની ઘણી આગતાસ્વાગતા કરેલી.

( ૪ ) એ જ સાલમાં વળી સુલતાનના ભત્રીજા ફીરોઝખાન ( પાછળથી સુલતાન ફીરોઝશાહ ) તરફથી સુલતાને દેવગીરી ( દૌલતાબાદ ) ની ફત્તેહ માટે મુબારકબાદી આપવા ઝયાબરની આવ્યો હતો.

## ગુજરાતના સુલતાનો. ૧૪૦૩ – ૧૫૭૩ = ૧૭૦ વર્ષ

દિલ્હીના સુલતાનો પછી ગુજરાતની સલતનત અહમદાબાદના સુલતાનોના કબજામાં ૧૪૦૩ થી જવાના સબબે ભરૂચનો વહીવટ પણ ભરૂચ ગુજરાતને તાબે હોવાથી તેમના કબજામાં આવ્યો.

એ સુલતાનો કુલ ૧૫ થઈ ગયા. જેમાં સુલતાન અહમદશાહ ૧ ( ૧૪૧૧–૧૪૪૧ ) થી છેલ્લા સુલતાન મુઝફ્ફર ઉર્ફે નથુ ( ૧૫૬૧–૧૫૭૩ )ના સમયમાં ભરૂચને લગતી બનેલી બીનાઓ નીચે પ્રમાણે છે:—

( ૧ ) સુલતાન અહમદશાહ ૧૪૧૨માં પોતાના

સુલતાનને માટે અરીતો, ખિલઅત–વાવટો લઈને, એલચીઓ મોકલતાં તેઓ સુલતાનને ભરૂચમાં આવી મળેલા, જેમની ઘણી આગતાસ્વાગતા કરેલી.

( ૪ ) એ જ સાલમાં વળી સુલતાનના ભત્રીજા ફીરોઝખાન ( પાછળથી સુલતાન ફીરોઝશાહ ) તરફથી સુલતાને દેવગીરી ( દૌલતાબાદ ) ની ફત્તેહ માટે મુબારકબાદી આપવા ઝયાબરની આવ્યો હતો.

## ગુજરાતના સુલતાનો. ૧૪૦૩ – ૧૫૭૩ = ૧૭૦ વર્ષ

દિલ્હીના સુલતાનો પછી ગુજરાતની સલતનત અહમદાબાદના સુલતાનોના કબજામાં ૧૪૦૩ થી જવાના સંબબે ભરૂચનો વહીવટ પણ ભરૂચ ગુજરાતને તાબે હોવાથી તેમના કબજામાં આવ્યો.

એ સુલતાનો કુલ ૧૫ થઇ ગયા. જેમાં સુલતાન અહમદશાહ ૧ ( ૧૪૧૧–૧૪૪૧ ) થી છેલ્લા સુલતાન મુઝફ્ફર ઉર્ફે નથુ ( ૧૫૬૧–૧૫૭૩ )ના સમયમાં ભરૂચને લગતી બનેલી બીનાઓ નીચે પ્રમાણે છે :—

( ૧ ) સુલતાન અહમદશાહ ૧૪૧૨માં પોતાના



બાબા રેહાનની દરગાહ પાસે ઇમાદુલ મુલ્કનો રોઝો.

પિત્રાઈ ભાઈ મોઇઝુદ્દીનખાન ( વડોદરાના સૂબા ) ની પાસેથી ( કે જેણે ભરૂચ પર ઘેરો ઘાલેલો ) ઘેરો ઉઠાવડાવી ભરૂચ કબજે કર્યું.

( ૨ ) સુલતાન એહમદશાહના સમયમાં ( હી. સ. ૮૧૯ ) ૧૪૧૫ માં હઝરત મખદમ સૈયદ શરફુદ્દીન મશહદીનો રોજો મખદમપુર ગામમાં ચણવામાં આવ્યો.

( ૩ ) ૧૪૫૩ માં સુલતાન કુતબુદ્દીનના સમયમાં, ભરૂચ જિલ્લામાં આવેલા ટંકારીઆ ઉર્ફે મુસ્તુફાબાદની મસજિદ ચણાવવામાં આવી.

( ૪ ) ૧૪૫૮માં સુલતાન મહમૂદ બેગડાના સમયમાં ( હી. સ. ૮૬૨ ) ચુનારવાડાની મસજિદ ચણાવવામાં આવી. એ મસજિદની શરૂઆત સુલતાન કુતબુદ્દીનના સમયમાં (૧૪૫૧-૧૪૫૯ ) કરવામાં આવેલી.

( ૫ ) ૧૫૩૩ માં સુલતાન બહાદુરશાહે ( હી. સ. ૯૪૦ )માં ભરૂચ શહેરની આસપાસ બંદર અથવા ખાડી નવી બનાવી ને શહેરનો કોટ દુરસ્ત કરાવ્યો.

( ૬ ) ૧૫૩૬માં પોર્ચુગીઝોએ શહેરને પહેલી

પિત્રાઈ ભાઈ મોઈઝુદ્દીનખાન ( વડોદરાના સુબા ) ની પાસેથી ( કે જેણે ભરૂચ પર ઘેરો ઘાલેલો ) ઘેરો ઉઠાવડાવી ભરૂચ કબજે કર્યું.

( ૨ ) સુલતાન એહમદશાહના સમયમાં ( હી. સ. ૮૧૯ ) ૧૪૧૫ માં હઝરત મખદમ સૈયદ શરફુદ્દીન મશહદીનો રોઝો મખદમપુર ગામમાં ચણવામાં આવ્યો.

( ૩ ) ૧૪૫૩ માં સુલતાન કુતબુદ્દીનના સમયમાં, ભરૂચ જિલ્લામાં આવેલા ટંકારીઆ ઉર્ફે મુસ્તુફાબાદની મસજિદ ચણાવવામાં આવી.

( ૪ ) ૧૪૫૮માં સુલતાન મહમૂદ બેગડાના સમયમાં ( હી. સ. ૮૬૨ ) ચુનારવાડાની મસજિદ ચણાવવામાં આવી. એ મસજિદની શરૂઆત સુલતાન કુતબુદ્દીનના સમયમાં (૧૪૫૧-૧૪૫૯ ) કરવામાં આવેલી.

( ૫ ) ૧૫૩૩ માં સુલતાન બહાદુરશાહે ( હી. સ. ૯૪૦ )માં ભરૂચ શહેરની આસપાસ બંદર અથવા ખાડી નવી બનાવી ને શહેરનો કોટ દુરસ્ત કરાવ્યો.

( ૬ ) ૧૫૩૬માં પોર્ચુગીઝોએ શહેરને પહેલી

વખત લૂંટયું.

(૭) ૧૫૪૬ માં પોર્ચુગીઝોએ શહેરને બીજી વખતલૂંટયું.

## મુગલ બાદશાહો – ઇ. સ. ૧૫૭૩—૧૭૩૬

દિલ્હીના શહેનશાહ અકબરે ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહને ઇ. સ. ૧૫૭૨માં હરાવી, ૧૫૭૩માં ભરૂચનો કિલ્લો કબજે કર્યો. એ સમયે ભરૂચ શહેર દિલ્લી શહેનશાહતને તાબે આવ્યું. ત્યારથી ઇ. સ. ૧૭૩૬ દરમિયાન બનેલા બનાવો નીચે મુજબ છે :—

૧૫૮૩—ગુજરાતના માજી સુલતાન મુઝફ્ફરશાહને શહેનશાહ અકબર હરાવી દિલ્હી લઇ ગયેલો. ત્યાંથી નાસી આવી તેણે ભરૂચનો કિલ્લો કબજે કર્યો. પણ પાછળથી અકબરના સરદારે તેનો કબજો મેળવ્યો.

૧૬૧૪—પોર્ચુગીઝો ( ફિરંગીઓ )એ ભરૂચને ત્રીજી વખત લૂંટયું.

૧૬૧૬—બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપનીએ વ્યાપારી કોઠી ભરૂચમાં સ્થાપી.

૧૬૧૮—ડચ લોકો ( વલંદા )એ ભરૂચમાં વ્યાપારી

કોઠી સ્થાપી.

૧૬૫૮--શહેનશાહ ઔરંગઝેબના હુકમથી ભરૂચના કિલ્લાનો થોડો ભાગ પોતાના ભાઈ દારા સાથે લડતાં કિલ્લામાં મળેલા આસરાના સબબે તોડાવી પાડવામાં આવ્યો.

૧૬૭૫--શિવાજીએ ભરૂચને બીજી વખત લૂંટયું

૧૬૮૫--શંભાજીએ ભરૂચને બીજી વખત લૂંટયું

૧૬૮૬--શહેનશાહ ઔરંગઝેબે, મરેઠાઓની ભરૂચ પર ચલાવેલી લૂંટને લીધે કિલ્લાનો તોડી પડાવેલો ભાગ ચણાવી દેવા હુકમ આપ્યો.

૧૬૯૨માં ગુજરાતના મોમનાઓએ તોફાન મચાવી, ભરૂચનો કબજો મેળવવો.

આ સાલમાં ગુજરાતના મોમનાઓ ને ખાનદેશના મઠિયાઓ જેઓ સૈયદ ઇમાદુદ્દીનને માનનારા હતા તેમના પીર સૈયદ શાહજી – કે જેમને કરમતમાં દફનાવવામાં આવેલા છે – તેમની કેટલીક ધાર્મિક માન્યતાને લીધે પૂછપરછ કરવા શહેનશાહ ઔરંગઝેબે શાહજી મજકુરને પોતાની રૂબરૂ દિલ્હીમાં બોલાવેલા. તેથી તેમણે ડરી જઇ આત્મ-

ભોગ આપેલો. આ કારણે શાહજીના અનુયાયીઓ પોતાના પીરના કારણે ગુસ્સે થઇ, તમામ ગુજરાતમાં હુલ્લડ મચાવવા માટે એકઠા થયા અને ભરૂચના કિલ્લેદાર ( હાકેમ )ને મારી નાખી કિલ્લાનો કબજો મેળવ્યો. તોફાનીઓનું જોર વધવાના કારણે, તોફાની-ઓને શિક્ષા કરવા તથા કિલ્લાનો કબજો મેળવવા વડોદરાના હાકેમની મદદ મોકલવામાં આવેલી. તેમાં કેટલાક વખતની સખત ઝપાઝપી પછી તેઓ તાબે થયેલા. એમાં તેમના ઘણા માણસો માર્યા ગયા હતા.

૧૭૨૨માં, નવાબ આસફ્જાહ નિઝામુલ-મુલ્કની દિલ્હીના વઝીર તરીકે નિમણુક થઇ, ને ભરૂચની જાગીર તેમને મળી.

આ સાલમાં દિલ્હીના શહેનશાહ મહમ્મદશાહ તરફથી દિલ્હીના વઝીર તરીકે, નવાબ આસફ્જાહ નિઝામુલ-મુલ્કની નિમણુક, કરવામાં આવતાં ભરૂચની જાગીર તેમને આપવામાં આવી. ત્યારથી ભરૂચનો કારભાર નિઝામુલ-મુલ્ક તરફથી કરવામાં આવતો. આ જાગીરનો વહીવટ નિઝામુલ-મુલ્કે મિરઝા અબ્દુલ્લા-બેગને એ સાલથી સોંપ્યો હતો.

આ સાલમાં મિરઝા અબ્દુલા બેગ, — કે જે

૧૭૩૬માં મિરઝા-અબ્દુલા બેગનું ભરૂચ તથા જંબુ-સર પ્રગણાના ફોજદાર (હાકેમ) તરીકે નિમાવું

નિઝામુલ-મુલ્ક તરફથી ભરૂચની જાગીરનો વહીવટ કરતા હતા. તેમને નિઝામુલ-મુલ્કની ભલામણ પરથી દિલ્હીના શાહેનશાહ તરફથી ભરૂચ તથા જંબુસર પ્રગણાના ફોજદાર ( હાકેમ ) તરીકે કામ કરવા નિમણૂક કરવાનો હુકમ થયો ને ૨૦૦૦ ઝાત અને ૫૦૦ સ્વારની મનસબ ( લશ્કરી હોદ્દો ) સાથે 'નેકઆલમખાન' નો ખિતાબ ઇનાયત કરવામાં આવ્યો.

મિરઝા મજકુર, ભરૂચની સ્વતંત્ર નવાબી સત્તાને કાયમ કરનાર પહેલા પુરુષ હતા.

**ભરૂચના સ્વતંત્ર નવાબો – ૧૭૩૬–૧૭૭૨= વર્ષ ૩૬**

(૧) નવાબ નેકઆલમખાન – ૧ ( મિરઝા અબ્દુલ્લાહ બેગ ) — ૧૭૩૬–૧૭૩૮= વ. ૨

(૨) નવાબ નેકઆલમખાન – ૨ ( મિરઝાબેગ ) — ૧૭૩૮–૧૭૫૨= વ. ૧૪

(૩) નવાબ ખેરતલબખાન ( મિરઝા મુગલબેગ ) — ૧૭૫૨–૧૭૫૨= માસ ૩

| | |
|---|---|
| (૪) નવાબ નેકઆલમખાન – ૩ (મિરઝા હસનઅલીબેગ) તથા (રીજંટ) બીબી ખૂલન ઉર્ફે બડી બીબી, નવાબ નેકઆલમખાન– ૧ ની વિધવા. | ૧૭૫૨–૧૭૫૪ = વર્ષ ૨ |
| (૫) નવાબ નેકનામખાન (મિરઝા હામિદબેગ) | ૧૭૫૪–૧૭૬૮= વ. ૧૪ |
| (૬) નવાબ ઇમતિયાઝુદ-દૌલા (મિરઝા મુઅઝ્ઝીઝખાન) | ૧૭૬૮–૧૭૭૨= વ. ૪ |

**નવાબ નેકઆલમખાન-૧. ૧૭૩૬–૧૭૩૮= ૨ વર્ષ.**

૧૭૩૬–નવાબ નેક આલમખાન– ૧ નું સ્વતંત્ર થવું

મિરઝા અબ્દુલ્લાહબેગ વલદે મિરઝા મોહમ્મદ બેગ સને ૧૭૩૧માં દિલ્હી શહેનશાહત તરફથી ભરૂચ તથા જંબુસર પ્રગણાના ફોજદાર (હાકેમ અથવા નવાબ) તરીકે દિલ્લીના વઝીર આસફજાહ નિઝામુલ-મુલ્કની ભલામણ પરથી મુકરર કરવામાં આવેલા. પણ દિલ્હીની શહેનશાહતની કમજોરીના સબબે, અને આસફજાહે ભરૂચની જાગીર તરફ લક્ષ નહીં આપેલું હોવાના કારણે

તેનો લાભ લઈ સ્વતંત્રપણે ભરૂચનો રાજ્યકારભાર ચલાવવા લાગ્યા.

**નવાબ નેકઆલમખાન– ૨ ૧૭૩૮–૧૭૫૨**
**૧૪ વર્ષ.**

**૧૭૩૮ માં નવાબ નેકઆલમખાન-૧ નું ગુજરી જવું ને તેમના દિકરા મિરઝાબેગનું ગાદીએ આવવું.**

આ સાલમાં નવાબ નેકઆલમખાન—૧ ગુજરી ગયા, જેથી તેમની પછી તેમના દીકરા મિરઝાબેગ, નવાબ "નેકઆલમખાન — ૨" ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠા. આ નવાબના સમયમાં એક બીના જાણવાલાયક બનેલી છે.

૧૧૪૧ માં દામાજીરાવ ગાયકવાડે સોરઠથી પાછા વળતાં ભરૂચને ઘેરો ઘાલ્યો. નવાબે કિલ્લાનો બચાવ સારી રીતે કરી નિઝામુલ-મુલ્કને લખી જણાવતાં તેણે દામાજીરાવ ગાયકવાડને ઘેરો ઉઠાવી લેવા જણાવ્યું, તેથી તેણે ઘેરો ઉઠાવી લીધો. આ જ ઘેરા વખતે નવાબે ગાયકવાડને ભરૂચની કસ્ટમમાંથી અમુક હિસ્સો આપવા નક્કી કરેલું હોવાનું કહેવાય છે.

**નવાબ ખેરતલબખાન – ૧૭૫૨–૧૭૫૨=**
**૩ માસ.**

આ સાલમાં નવાબ નેકઆલમખાન–૨ ચૌદ વર્ષ નવાબી ભોગવી ગુજરી ગયા. તેથી તેમના ભાઈ મિરઝા મુગલ બેગ — "ખેરતલબખાન" ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠા. આ પહેલાંના ભરૂચના નવાબો જોકે સ્વતંત્ર થઈ ગયા હતા, પણ જાહેર રીતે તેમનો સંબંધ આસફજાહ નિઝામુલ-મુલ્ક સાથે (ભરૂચ તેમની જાગીર હોવાના સબબે) હતો, તે આ નવાબે ગાદીએ આવ્યા પછી જાહેર રીતે કાઢી નાખ્યો. પછી ત્રણ માસ સત્તા ભોગવી તે ગુજરી ગયા

૧૯૫૨–નવાબ નેકઆલમખાન–૨ નું ગુજરી જવું ને તેમના ભાઈનું ગાદીએ આવવું.

## નવાબ નેકઆલમખાન–૨. ૧૭૫૨–૧૭૫૪ ૨ વર્ષ.

નવાબ ખેરતલબખાન ગુજરી જવાથી તેમની જગ્યાએ તેમના સગીર દીકરા હસન અલીબેગને, બીબી બૂલન ઉર્ફે બડીબીબી મિરઝા અબ્દુલ્લાહ બેગની વિધવાએ ગાદી પર બેસાડવા તજવીજ કરી અને "નેક આલમખાન – ૩" ખિતાબ આપી ગાદીએ બેસાડ્યા ને પોતે

૧૯૫૨–માં સગીર હસનઅલી બેગનું બીબી બૂલનની લાગવગથી ગાદીએ આવવું, ને તેણીએ રીજંટ તરીકે રાજ્યકારભાર ચલાવવો.

તેના રીજંટ તરીકે રાજ્યકારભાર ચલાવવા લાગી, જેથી નવાબની ગાદીના ખરા વારસ મિરઝા હામિદબેગ વલદે મિરઝા મોહમદબેગ નારાજ થઇ સુરત ચાલ્યા ગયા.

**૧૭૫૩માં મિરઝા હામિદ બેગનું બીજી ભૂલન સાથે ગાદી માટે લડવા તૈયાર થવું ને ભરૂચ બંદરે નૌકા લડાઇમાં હારી જવું.**

મિરઝા હસનઅલીબેગ — નેકઆલમખાન તરીકે ગાદીએ બેઠા પછી લગભગ સાત માસ રાજ્યકારભાર ઠીક ચાલેલો. જે પછી મિરઝા હામિદબેગે ગાદીનો દાવો કરી, સુરતના મુત્સદીની સહાયથી, ભરૂચ બંદરે નૌકાબળ સાથે સુરતથી ભરૂચ બંદરે આવતાં, ભરૂચના નવાબ સાથે દરિયાઈ લડાઇ થયેલી. જેમાં હાર થતાં પોતે નિષ્ફળ થઈ સુરત પાછા ચાલ્યા ગયા.

## નવાબ નેકનામખાન– ૧૭૫૪–૧૭૬૮ = ૧૪ વર્ષ.

**૧૭૫૪માં મિરઝા હામિદ બેગનું ભરૂચની ગાદી માટે**

આ સાલમાં મિરઝા હામિદબેગે ફરીથી વખતનો લાભ લઇ, સુરતના એદરૂસ ખાનદાનની ગાદીવાલા હજરત સૈયદ મહમદ એદરૂસ સાહેબની

તૈયારી કરી બીજી વખત લડાઇ કરવા આવવું ને તેમાં જીત મેળવતા, "નેકનામખાન" ખિતાબ ધારણ કરી ગાદીએ બેસવું.

સહાયતા મેળવી, ભરૂચમાં છાનામાના આવી પહોંચી, ભરૂચના હ. સૈયદ અહેમદશાહની દરગાહના અરબો તથા કેટલાક લશ્કરીઓની સહાયતાથી બાંબી બૂલનના માણસો સાથે લડાઇ શરૂ કરી. જેમાં જીત મેળવતાં પોતે ગાદી મેળવવા શક્તિવાન થયા ને "નેકનામખાન" ખિતાબ ધારણ કરી રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. આ નવાબના વખતમાં નીચલી બીનાઓ બનેલી છેઃ—

( ૧ ) ૧૭૫૮ —ગોસાંઇઓનું ટોળું શહેરમાં લૂંટફાટ કરવા આવતાં નવાબે બહાદુરોથી નસાડી મૂકેલું.

( ૨ ) ૧૭૬૧ —ખંભાતના નવાબ મોમીનખાનની મદદથી નવાબે જંબુસર પ્રગણું મરેઠાઓને હરાવી મેળવ્યું.

( ૩ ) ૧૭૬૮માં નવાબ ગુજરી ગયા. તેમની જગ્યાએ તેમના દીકરા મિરઝા મોઅઝઝીઝખાન ગાદીએ બેઠા.

નવાબ ઈમતિયાઝુદ-દૌલા ૧૭૬૮—૧૭૭૨=૪ વર્ષ

નવાબ નેકનામખાન આ સાલમાં ગુજરી જવાથી તેમની પછી તેમના દીકરા મિરઝા મોઅંઝઝીઝખાન — " ઇમતિયાઝુદ-દૌલા " નો ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠા.

આ નવાબ ભરૂચના સ્વતંત્ર નવાબોમાં છેલ્લા હતા. તેમના વખતમાં બનેલી બીનાઓ સુજબ છે:—

૧૭૭૧-ભરૂચના ફુરજાના હકસંબંધીના મહેસૂલ બાબત સુરતની કંપની સરકાર તરફથી કર્નલ "કે" તથા મિ. " ગેમ્બીર" ની સરદારી નીચે ચડાઈ કરવા લશ્કર મોકલવું, ને નવાબે લશ્કર સામે બહાદુરીથી ૧૭ દિવસ બચાવ કરી જીત મેળવવી.

આ સાલમાં બ્રિટિશ ઇસ્ટ ઇંડિઆ કંપની સરકારે નવાબ ( મોઅઝઝીઝખાન ) ઈમતિયાઝુદ દૌલા પર ભરૂચના ફુરજાના મહેસૂલના ચડેલા રૂપીઆ ૪૦,૦૦૦૦૦ ( ચાલીસ લાખ )ની ઉઘરાણી બદલ તથા કંપની સરકાર I કાપડ પર નવાબ તરફથી નંખાયલી વધુ જકાત બાબતની રકમ પાછી આપવા કંપની સરકારે માગણી કરેલી. જે નવાબે આપવા ના પાડેલી. તેથી તા. ૨૭ એપ્રિલ ૧૭૭૧માં સુરતથી કર્નલ " કે " તથા મિ. " ગેમ્બીર "ની સરદારી નીચે ખુશ્કી ( જમીન) માર્ગે એક લશ્કર ભરૂચ પર ચડાઇ કરવા મોકલવામાં

આવેલું.

આ ચઢાઇની સંપૂર્ણ વિગતવાર હકીકત "ભરૂચના નવાબ મોઅઝઝીઝખાન બહાદુર" ના કિસ્સામાંથી તથા મુંબઈ ગેઝેટીઅરના સુરત અને ભરૂચવાળા ભાગ ૨ માંથી ટૂંક હકીકત વર્ણવવી મુનાસબ લાગે છે, જે નીચે મુજબ છે:—

સુરતના પારસીઓમાં કેટલાક વખતથી પોતાના જરથોસ્તી વર્ષની ગણત્રીમાં એક માસનો તફાવત થવાથી ધાર્મિક ઝગડો ચાલવાના સબબે બે તડો થઇ ગયાં હતા. એક તડ 'કદમી' રિવાજને માનનારું હતું ને બીજું 'રસમી'ને. પારસીઓમાં બે આગેવાન વ્યાપારી ગૃહસ્થો ધનજીશાહને મિનોચહેર અથવા મનચેરજી હતા. જેઓમાં ધનજી શાહ **રસમી** તડ અથવા ટોળાને માનનારા હતા ને મંચેરજી **કદમીને** માનનારા હતા. ધનજીશાહનો સંબંધ કંપની સરકાર સાથે વ્યાપારને લીધે ઘાટો હોવાથી તથા ભરૂચના બંદર સાથે તેનો વ્યાપાર ચાલતો હતો, તેથી તેણે ભરૂચના નવાબ મોઅઝઝીઝખાનને આ ધાર્મિક ઝગડા માટે ભરૂચના પારસીઓમાં તપાસ કરી તેમનો અભિપ્રાય લખી જણાવવા કાગળ લખેલો. નવાબે ભરૂચના પારસીઓના આગેવાન દસ્તુરોમાંના દસ્તુર કામદીન તથા પાદશાહને બોલાવી.

એ બાબત જણાવવા ફરમાવ્યું. કામદીને વિચાર કરી
રસમી ટોળાની વિરુદ્ધમાં એટલે કહમી ટોળાની તર-
ફેણમાં પોતાનો મત જણાવતાં નવાબે તે પ્રમાણે ધન-
જીશા મજકુરને લખી જણાવ્યું. ધનજીશા એ કારણે
ગુસ્સે થયો ને તેનું વેર લેવા ચાહતો હતો. એ અર-
સામાં એવું બનેલું કે ધનજીશાનો જકાતી માલ ભરૂચ
બંદરે આવતાં, નવાબે તે માલની જકાત આપી માલ
ઉતારવા જણાવ્યું. જેથી ધનજીશાએ તેના માલ પર
જકાત લેવાતી નથી એમ જણાવ્યું, પણ નવાબે નહીં
માનવાથી તેને માલની જકાત અદા કરવી પડી. જેથી
એણે એ ડંખ પોતાના મનમાં રાખી, સુરતની ફેકટરીના
ઉપરી ( જે કિલ્લાના માલેક હતા તે ) મિ. ગેમ્બીરને
ભરૂચના નવાબની વિરુદ્ધમાં સમજાવ્યા કે, સુરતના
કિલ્લાના તાબામાં ભરૂચનો કુરજો છે તે પુરજાની વાર્ષિક
ઊપજ આશરે રૂ. ૧૦૦૦૦૦ ) આવે છે; જે નવાબ
લગભગ ૪૦ વર્ષથી કંપની સરકારને આપતા નથી,
જેથી કંપનીને મોટી નુકસાની થાય છે. મિ. ગેંબીરે
આ વાત સાંભળી નવાબ પર સદરહુ ચડત રકમની
ઉઘરાણી કરી. નવાબે જણાવ્યું કે ભરૂચનો કુરજો
સુરતના કિલ્લાને તાબે નથી; ને પોતે દિલ્લીની હકૂમત
હેઠળ છે, તેથી કંપની સરકારનો હક્ક તે સ્વીકારતા
નથી, ને પોતે કંપની સરકાર સાથે લડવા તૈયાર છે.

ગંભીર આવો જવાબ સાંભળે ઘણો ગુસ્સે થયો. તેથી તેણે નવાબને વળતો જવાબ મોકલ્યો કે, નવાબે ચાલીસ લાખ રૂપિયા ચડેલા આપી દેવા; નહીં તો તે તેના પર ચડાઇ લાવશે. આ જવાબ સાંભળી નવાબે લડવા માટે તૈયારી કરી શહેરનો બચાવ કર્યો.

કંપની સરકારનું લશ્કર ૧૭૭૧ના માર્ચમાં સુરતથી નીકળી મે માસની પહેલી તારીખે નર્મદા નદીના કિનારા પર ( ખુશ્કીના રસ્તે ) આવી પહોંચ્યું. એ લશ્કરમાં સુરતના બક્ષી પોતાના લશ્કરના ૭૦૦ માણસો સાથે મદદમાં હતા, અને કંપની સરકારે પણ મોટી લશ્કરી તૈયારી કરી હતી, જેમાં ૧૩ તોપો પણ હતી. એમાં બે તોપો અધમણ ગોળા ફેંકે તેવી ભારે હતી. શહેરનો કિલ્લો મજબૂત બાંધણીનો, તથા કુદરતી રીતે નર્મદા નદીને લીધે તેમ જ શહેરની આજુબાજુના ખાડીવાળા ભાગને લીધે, બહારના દુશ્મનથી એકાએક જીતાવો મુશ્કેલ હતો. તેથી અંગ્રેજી લશ્કરે સામે કિનારેથી તોપોનો મારો ચલાવી કિલ્લાને તોડી પાડી નદીમાં હોડીઓ-મછવાઓમાં લશ્કર ભરી શહેર પર રસ્તો કરવા વિચાર કરેલો. એ મુજબ તેમણે તોપોને દમદમા ( માટીના ઊંચા ટગલા ) પર ગોઠવી ગોળા ફેંકવા શરૂ કર્યા. જેને લીધે (ભારે તોપોના ગોળા વાગવાથી ) કિલ્લાને

નુકસાન થયું. નવાબના લશ્કરે પણ પોતાની તોપોનો મારો ચલાવ્યો. આવી રીતે સત્તર દિવસ સુધી નવાબે પોતાનો બચાવ મજબૂત અંગ્રેજ લશ્કર સામે બહાદુરીથી કર્યો હતો. એક દિવસ અંગ્રેજી લશ્કરની તોપોના મારાથી હજારી બુરજ ( કુરજાથી મલબારી દરવાજા દરમિયાનનો કોટનો ભાગ) ભાગી જતાં, નવાબના માણસોએ રાત્રે “ લક્કડ કોટ ” તૈયાર કરી દીધો. સવારે અંગ્રેજી લશ્કર હોડીમાં બેસીને હલ્લો કરવા આવતાં, નવાબના ગોલંદાઝે હજારી બુરજ પરથી તાકીને ગોળો મારતાં, અંગ્રેજોનો દારૂગોળો સળગી ગયો હતો. અંગ્રેજોની હોડીઓ ( લશ્કર અને લશ્કરી સામગ્રીવાળી ) પાણીના જોરને લીધે નદીમાં તણાઇ ગઇ હતી. જેથી તેઓ વધુ વખત લડાઇ નહીં કરવાનું મુનાસબ ધારી સુરત પાછા ચાલ્યા ગયા. આવી રીતે તેમની ચડાઇ નિષ્ફળ જવાને કારણે મુંબઇ સરકાર તરફથી સુરતની કમિટી બાબત તપાસ થતાં તેમણે લશ્કર મોકલવામાં ઉતાવળ કરેલી, તે બદલ ઉપરી અમલદાર મિ. ડ્રૅનેયરને સુરત ફૅકટરીમાંથી ખસેડવામાં આવ્યો ને બીજાઓને સખત ઠપકો મળ્યો.

આ લડાઇમાં સહાયતા માટે ભરૂચના નવાબે વડોદરાના ગાયકવાડ ફત્તેહસિંહરાવને તથા રાજપીપળાના

ઠાકોરને તેમ જ ખંભાતના નવાબ મોમીનખાનને બોલાવેલા. જેમાંના ઉપલા બે જણ પોતપોતાના લશ્કર સાથે આવેલા ને નવાબ મોમીનખાન તો અંગ્રેજ સરકારના મિત્ર હોવાનો બહાને આવેલા નહીં. નવાબ મોઅઝઝીઝખાને મેળવેલી જીતને લીધે ગાયકવાડ તથા રાજપીપળાના ઠાકોરનાં લશ્કરોને રજા આપી, ખુદાતાલાનો પાડ માની, શહેરના પ્રખ્યાત બુઝુર્ગો મખદૂમ શાહ શરફુદ્દીન મશહદી, પીરછત્તર, બાબા જમનજતી અને હઝરત એદ્રુસસાહેબની દરગાહોમાં ફતેહા માટે ગયા હતા, તેમ જ અબ્દુલ્લાશાહ બુઝુર્ગની કદમબોસી પણ કરી હતી.

મુંબઈના ગવર્નર અને કાઉન્સિલના પ્રેસિડંટ ઓનરેબલ મી. હોનેબીને, નવાબની બહાદુરીની ખબર થતાં તેનો વિચાર નવાબ સાથે મિત્રતા રાખવાનો થતાં કંપની સરકારના લેણાની પતાવટ થાય તેવા ખ્યાલથી નવાબ સાથે મુલાકાત લેવા પોતાની ખ્વાહિશ દેખાડેલી. નવાબ પણ સરકાર સાથે સુલેહ કરવા ચાહતા હતા.

૧૯૭૨ના મે માસમાં નવાબ મોઅઝઝીઝખાનનું મુંબઇ સરકાર પાસે સમાધાનીની વાતચીત કરવા જવું, ને સમાધાનીના શરતો નક્કી થતા રૂ. ૪ લાખ હફ્તાથી આપવા નક્કી ઠરવું.

તેથી તેમણે ગવર્નર પર એક પત્ર ભરૂચથી લખી પોતાનો વિચાર એમની મુલાકાત લેવાનો છે એમ જણાવ્યું. તેથી ગવર્નરે તેમને મુંબઇ મંગાવી લાવવા માટે તેમને લાયક મછવાઓનો બંદોબસ્ત કરી, તેમને લેવા માટે મુંબઇથી એક કાઉન્સિલર મિ. મોરલીને મોકલ્યો. આથી નવાબે પ્રવાસની તૈયારી કરી. નવાબે ભરૂચથી ૧૭૭૨ના મે માસમાં મુંબઇ જવા માટે તૈયારી કરી. મુંબઇથી કંપની સરકારે નવાબને માટે ફતેહમારી નામનાં ઝડપી વહાણો, તથા તેમના રિસાલા અને મુસાહિબો ( ખાસખાસ લોકો ) માટે બીજાં વહાણો મોકલેલાં હતાં. જેમાં નવાબ પોતાના ૧૦૦૦ સેહબંદીના રિસાલા સાથે સવાર થયા. ભરૂચથી જતી વખતે, નવાબે ભરૂચનો કારભાર પોતાના દીવાન લલ્લુભાઇને સોંપ્યો. નવાબ મુંબઇ સહીસલામત પહોંચતાં મિ. હોર્નબી તથા તેના કાઉન્સિલરોએ ઘટતું માન આપી, તેમને માટે ઉતારા વગેરેની સારી સવડ કરી હતી, અને તેઓ રહ્યા તે દરમ્યાન તેમની ઘણી આગતાસ્વાગતા કરી હતી.

નવાબે ભરૂચથી નીકળતી વખતે ગવર્નર તથા તેના કાઉન્સિલરો માટે નજરાણાની કીમતી ચીજો ભરૂચથી ઉંટો પર પોતાની પાયગા સાથે મોકલવા હુકમ

તેથી તેમણે ગવર્નર પર એક પત્ર ભરૂચથી લખી પોતાનો વિચાર એમની મુલાકાત લેવાનો છે એમ જણાવ્યું. તેથી ગવર્નરે તેમને મુંબઇ મંગાવી લાવવા માટે તેમને લાયક મછવાઓનો બંદોબસ્ત કરી, તેમને લેવા માટે મુંબઇથી એક કાઉન્સિલર મિ. મોરલીને મોકલ્યો. આથી નવાબે પ્રવાસની તૈયારી કરી. નવાબે ભરૂચથી ૧૭૭૧ના મે માસમાં મુંબઇ જવા માટે તૈયારી કરી. મુંબઈથી કંપની સરકારે નવાબને માટે ફતેહમારી નામનાં ઝડપી વહાણો, તથા તેમના રિસાલા અને મુસાહિબો ( ખાસખાસ લોકો ) માટે બીજાં વહાણો મોકલેલાં હતાં. જેમાં નવાબ પોતાના ૧૦૦૦ સેહબંદીના રિસાલા સાથે સવાર થયા. ભરૂચથી જતી વખતે, નવાબે ભરૂચનો કારભાર પોતાના દીવાન લલ્લુભાઇને સોંપ્યો. નવાબ મુંબઇ સહીસલામત પહોંચતાં મિ. હોર્નબી તથા તેના કાઉન્સિલરોએ ઘટતું માન આપી, તેમને માટે ઉતારા વગેરેની સારી સવગડ કરી હતી અને તેઓ રહ્યા તે દરમ્યાન તેમની ઘણી આગતાસ્વાગતા કરી હતી.

નવાબે ભરૂચથી નીકળતી વખતે ગવર્નર તથા તેના કાઉન્સિલરો માટે નજરાણાની કીમતી ચીજો ભરૂચથી ઊંટો પર પોતાની પાયગા સાથે મોકલવા હુકમ

આપેલો. તેને સુરત પાસે વરાછા ગામ પાસે કતલવા થાણા આગળ પેશ્વાના સરદાર નાગુજીએ લૂંટી લઇ, કીમતી નજરાણાની ચીજો—ઝરબફના તાકા, ભરૂચી ઊંચા બાફતા, દોરીઆના તાકા, શાલદોશાલા – પૂને મોકલી આપી. જેની ખબર નવાબને મુંબઇ મળતાં તે ઘણા ગુસ્સે થઇ, પોતે જાતે શિક્ષા કરવા માટે જવાની ઇચ્છા ગવર્નર મિ. હોર્નબીને જણાવી. મિ. હોર્નબીએ આવી રીતે નહીં ગભરાવાનું સમજાવતાં દિલાસો આપ્યો કે, પોતે આ બાબતમાં તજવીજ કરી સામાન મંગાવી આપશે. પછી મિ. હોર્નબી તથા તેના કાઉન્સિલરોએ નવાબની સારી પરોણાગત કરી, ને પોતપોતાની તરફથી જુદીજુદી આગતાસ્વાગતા કરીને નવાબને ભેટો આપી. નવાબ નજરાણાની કાંઇ ચીજ તેમને આપવા લાયક નહીં હોવાથી મનમાં મુંઝાવા લાગ્યા, પણ પોતે લાચાર હતા. આવી રીતે કાઉન્સિલરોને નવાબ તરફથી કાંઇ ભેટ વળતરમાં નહીં મળવાના કારણે તેઓમાંના કેટલાક અદેખાઈ કરવા ને ગવર્નરને નવાબ વિરુદ્ધ ભ્હેકાવવા લાગ્યા. પણ મિ. હોર્નબીનું હેત નવાબ ઉપર વધારે હોવાથી તથા તેમને નવાબના પ્રામાણિકપણાની ઘણી શ્રદ્ધા હોવાથી તેમણે કાઉન્સિલરોને ધીરજ આપી. હવે એવું બન્યું કે નવાબનું મન મુંબઇ વધુ વખત રહેવાના કારણે ઘર

તરફ આવવા થયા કરતું હતું. એવામાં ભરૂચથી તેમના બાલબચ્ચાંનો કાગળ બોલાવવાનો આવ્યો, તેથી તેમણે ભરૂચ જવા માટે વિચાર કરી ગવર્નર હોર્નબીની રજા માગતાં તેણે પોતાના કાઉન્સિલરોને નવાબ સાથે મળવા એકઠા કર્યા. એમાં એક કાઉન્સિલર નામે વેડર્બર્ને નવાબ જોડે વાતચીત કરતાં, તેણે લડાઇની ચઢાઇ વખતે કંપની સરકારનો દારૂગોળો ખણી જવાના કારણે થયેલી નુકસાનીનો બદલો ભરી દેવા નવાબને હવાલું કર્યું. આ ઉપરથી નવાબ સાથે કેટલીક રકઝક ચાલેલી. છેવટે નવાબે રૂ. ૪૦૦૦૦૦ ચાર લાખ, નીચેના કાંધાથી અઢી વર્ષમાં પૂરા કરી આપવા કબૂલત કરી આપી, જેની શરતોનો ગુજરાતી તરજૂમો એચીસનની ટ્રીટીઝ એન્ડ એન્ગેજમેન્ટસ ( ઈંડિયા ) નામની અંગ્રેજી ચોપડીના ભાગ ૭ પરથી નીચે મુજબ છેઃ—

## ઇ. સ. ૧૭૭૧માં ભરૂચના નવાબ સાથે થયેલો જુદો કરાર.

" તમો, નવાબ સાહેબ ઇમતિયાઝુદ-દૌલા મઝુ-દખાન બહાદુર દિલેરજંગ ભરૂચ બંદરે રહી શકશો અને અમને તમારા મિત્રો તરીકે ગણજો. અમોએ કુરજાના હક, તેની ૪૦ વર્ષ સુધીની આવક, કંપ-

નીના તાબા હેઠળના વેપારીઓની જકાતનો વધારો તથા તમારી સામે લશ્કર મોકલાવેલું તેનો ખર્ચ માફ કીધો છે. અમો ગઈગુજરી ભૂલી ગયા છિયે અને અમોએ તમારી સાથે તમારી મરજી મુજબની મિત્રાચારી બાંધી છે. હવેથી તમારી પાસે કાંઇ પણ માગણી કરીશું નહીં તેમ જ તમારી કોઇ પણ જાતની જવાબદારી રહી નથી. અમોએ ઉપર લખ્યા પ્રમાણેની માગણી બદલ તમને મુક્ત કર્યા છે.

તમારાં તથા તમારી રૈયતનાં ખરાં કરજો જે તમોએ તમારી સરકારમાં કીધાં છે તે પુરવાર થતાં અમો ચૂકવીશું. અમો તમારી સામે કોઇની ફરિયાદ સાંભળીશું નહીં. અમો ભરૂચને અમારૂં માનિયે છિયે અને મુંબઇને તમારૂં માનિયે છિયે.

આ રક્ષણનો કાગળ ઓનેરેબલ કંપની તરફથી તથા અમારા તરફથી સાચી રીતે તમને અપાયો છે. આપણે આપણી મિત્રાચારીમાં પછાત પડીશું નહીં. તેમ જ જરૂર વખતે માણસની અને દારૂગોળાની મદદ આપવામાં પણ પછાત પડીશું નહીં, જેને માટે આ હંમેશનો કાગળ તમને આપવામાં આવ્યો છે. સઘળા કાઉન્સિલરો કબૂલત આપે છે કે તમારી સાથે અથવા તમારા છોકરાઓ સાથે અમો તકરાર કરીશું નહીં

અને આપણી મિત્રાચારી રોજ વધતી જશે. તમો ગમે તો તમારા કુટુંબ સાથે મુંબઇ પધારજો. તમારા આવવા માટે તથા જવા માટે તથા આ કરારની શરતો પાળવા માટે આ કરાર એક દાખલારૂપ છે અને તે ઓનરેબલ કંપની પ્રામાણિકપણે કબૂલ કરે છે. જો ભરૂચના કોઇ વેપારીઓ તથા તમારા રક્ષણ હેઠળના કોઇ સખ્સને મુંબઇ સાથે વેપાર કરવો હોય તો તે અત્રેના ધારા મુજબ જકાત આપી સુખેથી તેમ કરી શકશે અને તેમાં આ કંપની કોઇ પણ જાતની નડતર નાખશે નહીં."

૧૭૭૧માં નવાબે ઓનરેબલ ઈસ્ટ ઇંડિયા કંપનીને લખી આપેલી કબૂલતનો ગુજરાતી તરજૂમો :—

"આથી સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે હું, ઇમતિયાઝુદદૌલા માઝુદખાન (અસલ નામ મોઅઝઝીઝખાન ) બહાદુર દિલેરજંગ, તે ભરૂચના નવાબ, આજે કબૂલત આપું છું, કે હું ઓનરેબલ યુનાઇટેડ ઇંગ્લિશ ઈસ્ટ ઇંડિયા કંપનીનો મુંબઇના ચલણી ચાર લાખ રૂપિયા માટે કરજદાર છું. જે ચાર લાખ રૂપિયા બરાબર રીતે ઓનરેબલ વિલિયમ હોર્નબી એસ્કવાયર, મુંબઇની કાઉન્સિલના ગવર્નર વગેરેને નીચે જણાવેલ વખતે આપવા માટે હું આથી મારાવતી તથા

મારા વાલીવારસોવતી કબૂલત આપું છું અને મારો સઘળો મુલક, જો મારાથી એ રકમ પગાર નહીં થાય તો તે માટે, મજકુર કંપનીના હાથમાં ગીરો મૂકું છું.

બે લાખ આ લખવાની તારીખથી ૬ મહિનામાં, બીજા એક લાખ આ લખવાની તારીખથી ૧૮ મહિનામાં અને ત્રીજા એક લાખ આ લખવાની તારીખથી ૨॥ વર્ષમાં.

આ ખત મારા હાથનું છે. તેના શાક્ષીઓ તરીકે મારા કાકા, મારા કાજી, મારા મુનશી, અને મારા વકીલે સહી કરી છે, જેઓની હાજરીમાં મેં સહી કરી છે.

( નોટ ) ઉપલા કરારમાં સાક્ષીઓ તરીકે સહીઓ કરનારામાં " મારા કાજી " તરીકે લખાયલા છે. તે આ ઇતિહાસના કર્તાના વડવા મર્હુમ જનાબ કાઝી સૈયદ અહમદહુસેન ઉર્ફે સૈયદમિયાં છે. તેમનું નામ તથા વર્ણન " ભરૂચના નવાબ મોઅઝઝીઝખાન બહાદુરના કિસ્સા " માં આવેલું છે. સૈયદમિયાં સાહેબ, મજકુર નવાબના ભત્રેવી હતા, જેમને શહેરના તથા પ્રગણાના કાજી તરીકે ઈ. સ. ૧૧૭૭ થી મુગલ સલતનત તરફથી મુકરર કરવામાં આવેલા ને તે કારણથી આ પુસ્તકના કર્તાના વંશમાં કજાત અત્યાર સુધી ચાલી આવેલી છે.

આ તહનામું નક્કી થઇ ગયા બાદ નવાબે ભરૂચ આવવાની તૈયારી કરવાથી, ગવર્નર મિ. હોર્નબી તથા તેના કાઉન્સિલરોએ નવાબને ઘટતું માન આપી વિદાય કર્યા, ને નવાબની સાથે મિ. મોરલીને વળાવવા સારુ ભરૂચ સુધી મોકલ્યા. નવાબ વહાણોમાં સહીસલામત ભરૂચ પહોંચ્યા પછી મોરલીને સરપાવ આપી વિદાય કર્યો.

૧૭૭૨ માં ભરૂચ પર મુંબઇથી કંપનીસરકારે મોટું લશ્કર મોકલવું અને નવાબનું હારી જતા દેઉ-વાણ મુકામે કોળી રાજા જાલમસીંગના આશ્રય હેઠળ જઇ રહેલું ને ત્યા બિમાર થઇ મરી જવું.

આ સાલમાં નવેમ્બર માસની શરૂઆતમાં મુંબઇ સરકાર તરફથી ફરીથી મોટું લશ્કર ૮૦૦૦ પલટનના માણસો તથા ૧૧૦૦ ગારદી સિપાઇઓ નું – ૭ તોપો, મોટા દારૂગોળા સાથે લડાયક વહાણો ભરીને, મોકલવામાં આવ્યું હતું. થોડા વખત પર નવાબ મોઅઝઝીઝ-ખાન સાથે કંપની સરકારે તહનામું કરી સુલેહ ઠરેલી છતાં આટલી ટૂંક મુદતમાં ચઢાઇ શા કારણથી કરવાની જરૂર પડી હતી અને નવાબી રાજ કેવા સંજોગોમાં નવાબ પાસેથી ગયું હતું ને તેમને દેવાણ જવું પડયું હતું તેનો અહેવાલ વિગતવાર ભરૂચનાં નવાબના

કિસ્સામાં વર્ણવેલો છે, જેમાંથી તથા મુંબઇ ગેઝેટિયર નામની ઐતિહાસિક ચોપડીમાંથી ટૂંકમાં વર્ણવવો મુનાસબ લાગે છે જે નીચે મુજબ છે :—

નવાબ મુંબઇથી આવ્યા પછી તહનામા મુજબ ૬ માસ પૂરા થતાં એક લાખના કાંધાની ઉઘરાણી માટે મુંબઇથી મિ. મોરલી આવ્યો. નવાબે પોતાને ગઇ લડાઇ વખતે થયેલો ખર્ચ, તથા નજરાણાનો માલ મુંબઇ મોકલતા સુરત આગળ કલવા ચાણા પાસે લૂંટાયેલા કીમતી માલની ખોટને લીધે પોતે દેવાની રકમ તે વખતે નહીં ભરી શકવાની અશક્તિ મિ. મોરલીને જણાવી તેને પાછા મુંબઇ જવા વિનંતી કરી જણાવ્યું કે, તે રકમ પોતે થોડા વખત પછી મોકલી આપશે. મિ. મોરલી તે વખતે ચાલ્યો ગયો. એ પછી નવાબે લલ્લુભાઇ દીવાન ( જે નવાબના સમયમાં ઘણો ભરોસાદાર હતો ને જેનું કહ્યું નવાબ ઘણું માનતા હતા )ને બોલાવી સલાહ પૂછી. લલ્લુભાઇએ નવાબને એવી સલાહ આપી કે, નવાબને અંગ્રેજો સાથે સુલેહ થઇ ગઇ છે, તેથી હવે ખરચ ઘટાડવાની ખાતર નવાબે પોતાનું લશ્કર ઓછું કરી નાખવું જોઇએ, ને પોતાના ભાઇબંધ–દોસ્ત વગેરેને કહી તેમની પાસેથી પૈસાની મદદ માગવી ને તેમ છતાં કંપની સરકારનું કાંધુ નહીં

ભરી શકાય તો પછી રૈયત પર કર નાખવો. આ સલાહે મુજબ નવાબે અમલ કરતાં પોતાની સેહબંધીના ૩૦૦૦ માણુસોમાંથી ૭૦૦ માણુસોને રાખી બાકીના ( ૨૩૦૦ ) માણુસોને રજા આપી દીધી, અને પોતાના દોસ્તણીરાદરો પાસેથી ઉઘરાણી કરી રકમ એકઠી કરી. જેથી સગાંસંબંધીઓનું દિલ નવાબ પરથી ઊતરી ગયું. રૈયત પર કરવેરા નાખવાથી રૈયતનું દિલ પણ ઊતરી ગયું. એમ કરીને નવાબે લગભગ બે લાખ રૂપિયાનો અવેજ ( રોકડ તથા ઘરેણાં વગેરે ) એકઠો કર્યો. થોડા વખત પછી મોરલીએ ભરૂચમાં આવતા પહેલાં, બારાં ( શહેરથી લગભગ દસબાર માઇલ પર દહેજબારા આગળથી ) પરથી નવાબને કહેવડાવ્યું કે, ચાર લાખનો અવેજ મોકલી આપો. નવાબે મોરલીને પોતાની પાસે આવવા જણાવ્યું; પણ તેણે તેમ કરવા ના પાડી કહેવડાવ્યું કે, પહેલાં તે આવેલો ત્યારે નવાબે પોતાનું વચન પાળેલું નહીં તેથી હવે તેના કોલ પર ભરોંસો રાખતો નથી. નવાબે આ હકીકત સાંભળીને પોતે એકઠા કરેલા અવેજની પેટી મોરલી પાસે મોકલાવી. હવે એવું બન્યું કે અવેજમાં રોકડ નાણાં સિવાય બૈરાંનાં કેટલાંક ઘરેણાં હતાં. જેમાં બૈરાંને પહેરવાનો ચંદનહાર ને રૂપાની પાવડીઓ હતાં. આ પેટી લઇ જનારમાં લલ્લુભાઇનો માણસ પણ હતો. જેની સાથે નવાબે

મોરલીને કહેવડાવેલું કે હાલમાં નવાબે આ અવેજ મોકલેલો છે ને બાકીનો પછીથી મોકલશે. મોરલીએ પેટી ઉઘાડાવી દરેક ચીજ તપાસી જોતાં, ઘરેણાં જોઇ ચંદનહાર તથા પાવડીઓ વિષે પૂછી જોતાં, લલ્લુભાઇના માણસે વાત ગોઠવીને કહી કે, નવાબે (મોરલીની) તેની મજાક કરી છે. નવાબે ઔરાંતું આ ઘરેણું મોકલ્યું છે તે તમારે પહેરવાનું છે, ને પાવડીઓ પણ તમારે માટે છે. એમ તમારી ઇજ્જત લેવામાં આવી છે. જે સાંભળી મોરલી ઘણો ગુસ્સો થયો ને તેણે એ પેટી પાછી મોકલી આપી, ત્યાંથી મુંબઇ પાછો ચાલ્યો ગયો અને ત્યાં જઈ ગવર્નર મિ. હોર્નબી તથા બીજા કાઉન્સિલરો આગળ તે વાત કહી સંભળાવી. હોર્નબી તો નવાબ પર હેતભાવ રાખતો હતો ને લડાઈ કરવાની વિરુદ્ધમાં હતો, પણ વેડર્નબર્ન નામનો એક અંગ્રેજ કાઉન્સિલર નવાબ સાથે લડાઈ કરવા ઘણો આતુર હતો. તેથી તેણે મિ. હોર્નબી પર દબાણ કર્યું. જેથી નવાબ પર ફરીથી ચડાઈ કરવા નક્કી કરી, મિ. વેડર્નબર્ન તથા વૉટસનની સરદારી નીચે નૌકાબળ સાથે મજબૂત લશ્કર તોપો અને દારૂગોળાના જથ્થા સાથે મોકલવામાં આવ્યું. એ લશ્કરમાં ૮૦૦૦ પલટનના લોકો, ૧૧૦૦ ગારદી સિપાઇ ને ૭૦૦ ગુરાબ નામનાં લડાયક વહાણો, ૭ તોપો, ૩૦૦૦ ગોળા વગેરે

હતાં. દરિયાઈ ખાતાનો ચાર્જ મિ. વૉટસનના હવાલામાં હતો ને લશ્કરી સત્તા જનરલ વેડર્નબર્નની દેખરેખ નીચે હતી. આ લશ્કર ૧૭૭૨ની સાલના નવેમ્બર માસની શરૂઆતમાં મુંબઈથી મછવાઓમાં નીકળેલું, જે ભરૂચના બારા આગળ એ જ માસની અધવચની શરૂઆતમાં આવી પહોંચેલું. નવાબને આવી રીતે લશ્કર આવવાની ખબર મળતાં દીવાન લલ્લુભાઇને બોલાવી સલાહ લીધી. જેણે વેડર્નબર્ન માટે મિજબાનીનો સામાન મોકલવા સલાહ આપી. નવાબે તે મુજબ સામાન મોકલતાં તેણે ચાર લાખ રૂપિયા લીધા સિવાય લેવાની ના પાડી. એ વાતની નવાબને ખબર થતાં નવાબને સલાહ કરતાં લડાઇની તૈયારી કરવા લલ્લુભાઇએ જણાવ્યું. અત્યાર સુધી નવાબ પોતે ગફલતમાં હતા, તેમ તેમણે પોતાનું લશ્કર ઓછું કરી નાખ્યું હતું. બીજી તરફ સગાંવહાલાં તથા રૈયતના લોકો તેમની પાસેથી ઉઘરાવેલા અવેજ ને કર બદલ મનમાં નારાજ થયેલા હતા એટલે તે લોકો પણ પહેલાં જેવો નવાબ માટે હેતભાવ રાખતા નહીં.

નવાબે વેડર્નબર્નના લડાયક ઇરાદાથી પોતે પણ તૈયારી કરી મહેરના કિલ્લા પર મોરચા બાંધવા શરૂ કર્યા. વેડર્નબર્ન બારાંથી આગળ વધી પોતાનું લશ્કર

શહેરની પૂર્વમાં આવેલા વેરવાડામાં ઉતારીને જમીન-માર્ગે ભરૂચ પર હલ્લો કરવા આવી પહોંચ્યો, ને બાબા રેહાન સાહેબની દરગાહ આગળના મેદાનમાં તંબૂઓ નાંખી પડાવ કર્યો, ને નવાબને લડાઈ શરૂ કરવા માટે કહેવડાવ્યું કે તે બીજે દિવસે લડાઈની શરૂઆત કરશે. બીજે દિવસે લડાઇ શરૂ થતાં જનરલ વેડર્નબર્ને, શહેરના ઝાંપા આગળથી હુમલો કર્યો, જે નવાબના લશ્કરે મારી હઠાવ્યો. નવાબે પછી કુતુબપુરી દરવાજા બંધ કરાવ્યા. જનરલે તે પછી તોપોનો મારો ચલાવવા સાથે ચારે તરફથી લશ્કર સાથે હલ્લો શરૂ કર્યો પણ તેમાં તે ફાવ્યો નહી. જેથી તે ઇદગાહને રસ્તેથી ફરી કુરજા પર આવ્યો ને ત્યાંથી નિશાનબુરજની નીચેથી ૩૦૦૦ હજાર જંગલા ને ત્રણ પલટણ સહિત તોપોના મારા સાથે કુતુબપુરી દરવાજા આગળ આવીને, શહેરમાં પેસવા માટે ધસારો કર્યો, જેથી દરવાજાને કેટલુંક નુકસાન થયું. તા. ૧૪મી નવેમ્બરે જનરલ વેડર્નબર્ન નવાબના લશ્કરમાંની ગોળી વાગતાં મરી ગયો. તેની જગ્યા મિ. વૅાટસને લીધી. આવી રીતે લડાઇ જોશબંધ ચાલતી હતી. અંગ્રેજી લશ્કર, આ તરફ નહીં ફાવવાને લીધે, ઉત્તર તરફ રતનતળાવ પાસે આવેલા બહાદુર બુરજ ( જે ભૂલથી વાંદરા બુરજ કહેવાય છે ) પાસે આવી, હલો

કરવા લાગ્યું. ત્યાં પણ નવાબના માણસોએ કિલ્લા-
પરથી મારો ચલાવી પાછળ હઠાવ્યું. તેથી ત્યાંથી ફરી
પાછું પશ્ચિમ તરફ કુરજા પર ગયું. જ્યાં એક રાજ-
દ્રોહીએ એક જગ્યા કૂડી બુરજી પાસેની બતાવી. જેમાં
અંગ્રેજી લશ્કરનાં કેટલાંક માણસો રાત્રે છાનામાનાં
ભરાઇ બેઠાં. તા. ૧૮મી નવેમ્બરે સવાર પડતાં, તેમણે
તોપોનો મારો ચલાવી મક્ષી દરવાજા આગળ કિલ્લાને
નુકસાન કરી બાકું પાડવાથી અંગ્રેજી લશ્કર લગભગ
૫૦૦૦ તું વૉટસનની સરદારી નીચે શહેરમાં પેઠું. તે
વખતે નવાબ પોતે કુતુબપુરી દરવાજા પર બેઠા હતા.
તેમને ખબર થતાં, પોતાના કાકા મિરઝા નઇમ-
બેગને હુકમ કર્યો કે, અંગ્રેજી લશ્કરનો તેમણે મુકાબલો
કરવો. મિરઝા મજકુરે આવા ભારે લશ્કર સામે
નવાબના છૂટાછવાયા લશ્કરી સિપાઇઓ સાથે મુકાબલો
નહીં કરવાનું મુનાસબ જણાવ્યું (કારણકે નવાબે
પોતાનું લશ્કર કિલ્લા પર મોરચા પર ગોઠવેલું હતું.)
નવાબે આવી રીતે જીવવા કરતાં મરી જવું બેહતર
એમ પોતાના કાકાને જણાવ્યું. તેથી નવાબને તેમણે
કહ્યું કે, તે (નવાબ) જીવતા રહેશે, તો ફરીથી લડીને
ભરૂચ મેળવશે. અંગ્રેજી લશ્કર મોટી સંખ્યામાં શહે-
રમાં પેસી જવાના કારણે, નવાબી લશ્કર જે થોડી
સંખ્યામાં હતું, તે નાસભાગ કરવા લાગ્યું. નવાબે

તેમને આવી રીતે નાસભાગ નહીં કરવા સમજાવ્યા તે છતાં તેઓ નહીં માનતાં નાસી છૂટયા. જેથી નવાબ પોતે એકલા પડી ગયા. ને તેમનાં સગાંવહાલાં તથા બાળબચ્ચાં પણ નાસભાગમાં રઝળી ગયાં હતાં. અંગ્રેજી લશ્કરે પોતાનો વાવટો બહાદુર બુરજ પર ચડાવી દીધો.

પછી શહેરમાં અંગ્રેજી લશ્કર બધે ફરી વળ્યું. નવાબ શહેરમાંથી ઝાડેશ્વરી દરવાજા આગળ આવ્યા જ્યાં દીવાન લલ્લુભાઇ થોડા પુરબિયા સિપાઇઓ તથા સવારો સાથે આવી નવાબને મળ્યા. નવાબ પોતાના ઉપર આવી પડેલી આફતને લીધે, તથા ભરૂચ પોતાના હાથમાંથી જતું જોઇ ઘણા ગમગીન હાલતમાં ઊભેલા હતા. જે જોઈ લલ્લુભાઇએ નવાબને આવી રીતે વિચારમાં ઊભા નહીં રહેતાં પોતાના જાન બચાવવાની ખાતર શહેર છોડી ચાલ્યા જવા સમજાવ્યા. જેથી નવાબ ઘણી દુઃખદ સ્થિતિમાં ઝાડેશ્વરી દરવાજેથી નીકળી નંદેવાલને રસ્તે, ખંભાતના નવાબ મોમીનખાન ( કે જેઓ તેમના ઘણા મિત્ર હતા ) પાસે જવા ઇરાદો કર્યો રસ્તામાં તેમની સાથે તેમના દીકરા નનેમિયાં અને બીજા સાથીઓ સૈયદ બડુ વગેરે આવીને મળ્યા. લલ્લુભાઇ પણ તેમની સાથે થયા. નંદેવાલથી નવાબ આમોદ

ઠાકોરની હદમાં આવતાં, તેના માણસોએ આશ્રય નહીં આપવાથી ત્યાંથી નાસીપાસ થઈ મહીકાંઠા તરફ જતાં દેવાણના કોળી ઠાકોર જાલમસિંહની હદમાં આવતાં, તેને ખબર પડતાં, તે નવાબને આવીને મળ્યો ને નવાબ પર આવેલી આફત માટે ઘણો અફ-સોસ જાહેર કરી પોતાને ત્યાં થોભવા વિનંતી કરી, જેથી તે ત્યાં થોભ્યા. એટલામાં પોતાનાં બાલબચ્ચાં તથા સગાંવહાલાં જે પાછળ રહી ગયાં હતાં તે પણ આવી પહોંચ્યાં. આ વાતની ખબર ખંભાતના નવાબને પડવાથી, તેમણે નવાબને તેડાવ્યા, પણ જાલમસિંહના ઘણા સમજાવવાથી તેને ત્યાં રહેવા નક્કી કર્યું. ઠાકોરે તેમની ઘણી આગતાસ્વાગતા કરી હતી. નવાબ રહેલા તે વખતે તેમના નોકરચાકરો, તથા સેહ-બંદીના સિપાઇઓ પણ આવીને રહ્યા. નવાબનાં બૈરાં-ઓની પાસેનું થોડું રોકડ, તથા ઘરેણાંને લોધે નવાબનું ખર્ચ તંગીથી ત્યાં ચાલતું હતુ. થોડા વખત પછી નવાબ બિમાર પડ્યા, ને તા. ૨૮ મી ઝિલહજ્જ હી. સ. ૧૧૮૯- ઈ. સ. ૧૭૭૩ માં ૪૨ વર્ષની ઉંમરે બહોળું કુટુંબ મૂકી ગુજરી ગયા, જેમને દેહવાણમાં દફનાવ્યા. હાલ એમની તથા એમની બીબીની કબરો ત્યાં છે.

...

હવે નવાબ સાહેબનું મોત ત્યાં કેવા સંજોગોમાં

થયું હતું ને પોતે બિમારીમાં કેટલું કષ્ટ ઉઠાવેલું તે હકીકત 'નવાબના કિસ્સા' વાળી ઐતિહાસિક ચોપડીમા તેમના સમયના મીર મુનસી સૈયદ અબ્બાસઅલી એ આપેલા વર્ણન પરથી મળે છે, જે અત્રે જણાવવી મુનાસબ જણાય છે.

નવાબ બિમાર પડેલા તે પહેલાં એક દિવસે એક પરબીડિયું નવાબ પર, તેમના ( માજી દીવાન ) લલ્લુભાઇ તરફથી મોકલવામા આવેલું. એ પરબીડિયું વજનદાર ને સંગીન લપટેલું હોવાથી નવાબના માણસોને શક જવાથી, તેમના એક માણસ મીઠામિયાએ વાંચવા લીધું ત્યારે ઠાકોર જાલમસિંહે જણાવ્યું કે તેને એ કાગળમાં કાઇ ભેદ હોય એમ જણાય છે, જેથી નવાબ સાહેબને તેની મતલબ વાંચી સમજાવી દેવી. એ હકીકતની નવાબને ખબર પડવાથી તે કાગળ પોતાના હાથમાં આપવા જણાવ્યું. ત્યારે જાલમસિંગે તે કાગળને હાથ નહીં લગાડવા નવાબ સાહેબને જણાવ્યું. પણ તેમણે નહીં માનતાં, ખોલીને વાચતાંની સાથે પોતે "અરે" ચીસ પાડી બેશુદ્ધ થઇ ગયા ને તેમની બેશુદ્ધી વધવા લાગી. પોતે શુદ્ધીમા આવે કે રડ્યા કરે એમ લાબા વખત સુધી થયા કરતું. આ પરથી એ લોકોની જાણમાં આવ્યું કે એ કાગળ મંત્રજંત્રથી



જુમામસ્જિદ

( ૭૪ થાંભલાથી ઊભુ રહેલું આ શિલ્પ બારમી સદીના જૈનમંદિરનો ભાગ છે. તેમાં રહેલી કોતરણીના આધારે કેટલાક તેને મુનિ સુવ્રત સ્વામીનું પ્રાચીન મંદિર માને છે ).

બંધ કરેલું હતું.

નવાબની આવી હાલત થવાથી તેમના શરીરમાં ફોલ્લા થઈ ગયા ને અગ્નિ બળવા લાગી ને કાંઈ કરીને ચેન પડતું નહીં. જેથી નવાબની પાસે એક મુસલમાન હજામ ' કામિલ બિન અદલ ' મલમપટામાં ઘણો હોશિયાર હતો, તેનો ઇલાજ કરવાથી નવાબને થોડું ચેન પડવા લાગેલું. પણ માણસનો આવરદા ખૂટે છે, ને એના નસીબમાં કષ્ટ ઉઠાવવાનાં હોય છે ( જોકે હાલના જમાનામાં નસીબની વાત માન્ય કરવામાં આવતી નથી ) ત્યારે ગમે તે બહાને ફાયદો કરતાં નુકસાન થાય છે ને કાંઇ ને કાંઇ બહાને મોત આવે છે. તેવી રીતે નવાબની બાબતમાં પણ થયું. તે એવી રીતે બન્યું કે, નવાબની પાસે એક ચાકરડી હતી, જે હમેશાં તેમની ખિદમતમાં રહેતી ને તેના પર નવાબને ઘણો ભરોસો હોવાથી તેમને ખવરાવવાપીવરાવવાની તથા સારવારની દેખરેખ રાખતી હતી. તેને પહેલાં નવાબના એક દુશ્મને ઝેરી મલમની દાબડી આપી રાખી હતી, જે પરથી એમ જણાય છે કે નવાબના જાન પર કાવત્રાનો ખ્યાલ પહેલાંથી રચાયલો હતો. એક દિવસ તે ચાકરડીએ લાગ જોઈ છાનામાના હજામની મલમની પટી કાઢી નાખી પોતાના ઝેરી મલમની પટી લગાડી

દીધી. આવી રીતે તે લાગ જોઈ હંમેશાં પટી બદલી કાઢતી. તેથી તે ઝેરી મલમની અસર ધીમે-ધીમે નવાબના શરીરમાં ફેલાઈ ગઈ, ને નવાબને રોગ ઓછો થવાને બદલે વધવા લાગ્યો. તેથી નવાબ ઘણું કષ્ટ વેઠી ઉપરની તારીખે ગુજરી ગયા.

આ હકીકતથી આપણને એટલું જાણવાનું મળે છે કે, જનતર-મનતરની અસર માણસ પર થયા વગર રહેતી નથી. જોકે કેટલાક આ વાતને હસી કાઢતા હશે. રાજદરબારોમા આવાં જાન લેવાનાં કાવત્રાં સેંકડો થાય છે. આ પરથી એક સવાલ એ ઊભો થાય છે કે લલ્લુભાઈ દીવાન પર નવાબ બહુ મહેરબાની રાખતા ને તેના કહ્યા વગર કાંઈ કરતા નહોતા, તે છતાં તેણે નવાબ સાથે શા કારણથી દગો રમીને તેમનું રાજ્ય ખોવડાવેલું, ને રાજ્ય ગયા પછી પણ છેક એટલી હદ સુધી કે તેમનો જાન લેવાનું કાવત્રું રચેલું એ જનતાની સમજમાં આવવું મુશ્કેલ છે. પણ એ કિસ્સાથી, તથા બીજા ઐતિહાસિક દાખલાઓથી જણાય છે કે, નવાબે એક ગુના બદલ લલ્લુભાઈનો ભારે દંડ કર્યો હતો, જેથી તે વેર મનમાં રાખી તેણે એટલી હદ સુધી પોતાના નવાબ સાથે વર્તન કરેલું. જે કારણથી લોક-વાયકા મશહુર છે કે " વાતમા લલ્લુભાઈએ ભરૂચ

ખોયું." જે વાત ભરૂચ ગેઝેટિઅરમાં પણ લખેલી છે.

**નવાબ મોઅઝઝીઝખાનનું ચરિત્ર**

નવાબ ઇમતિયાઝુદદૌલા મોઅઝઝીઝખાન ધર્મે સુન્ની મુસલમાન હતા. કદમાં ઊંચા અને ખૂબસૂરત હતા. પોતે ઇન્સાફી ને બહાદુર હતા. એ ગુણોની હકીકત આપણને તેમના રાજ્યના મીરમુનશી સૈયદ અબ્બાસઅલીએ રચેલી કિતાબ 'કિસ્સએ-મુઅઝઝીઝખાન બહાદુર' માંથી ઈ સ. ૧૭૭૧ તથા ૧૭૭૨ની સાલોની હકીકતમાંથી મળે છે. તેમની રહેમદિલી, નીડરતા તથા ઇન્સાફના ગુણોના બે જાહેર દાખલાઓ અત્રે વર્ણવવા મુનાસબ લાગે છે.

એક દાખલો સુરત તથા મુંબઈ ઇલાકાના પારસીઓમાં 'કબીસા'ના નામથી પ્રખ્યાતી પામેલો ધાર્મિક ઝગડા વિષેનો છે, ને બીજો પોતાના દીવાન લલ્લુભાઇ વિષેનો છે. કબીસા વિષેની હકીકત એવી છે કે – સુરતના પારસીઓમાં ધાર્મિક ઝગડાને લીધે મતફેર થતાં બે તડો પડી ગયાં હતાં. જેમાં એક રસમી ને બીજું કદમી અકીદાને માનનારું હતું. રસમી તડને માનનારાઓમાં આગેવાન તરીકે મીનોચહેર અથવા મનચેરશાહ હતો, ને કદમીના માનનારાઓમાં ધનજીશાહ હતો. એ બંને પૈસાદાર અને વગવસીલાવાળા

દીધી. આવી રીતે તે લાગ જોઈ હંમેશાં પટી બદલી કાઢતી. તેથી તે ઝેરી મલમની અસર ધીમે-ધીમે નવાબના શરીરમાં ફેલાઈ ગઈ, ને નવાબને રોગ ઓછો થવાને બદલે વધવા લાગ્યો. તેથી નવાબ ઘણું કષ્ટ વેઠી ઉપરની તારીખે ગુજરી ગયા.

આ હકીકતથી આપણને એટલું જાણવાનું મળે છે કે, જનતર–મનતરની અસર માણસ પર થયા વગર રહેતી નથી. જોકે કેટલાક આ વાતને હસી કાઢતા હશે. રાજદરબારોમાં આવાં જાન લેવાનાં કાવત્રાં સેંકડો થાય છે. આ પરથી એક સવાલ એ ઊભો થાય છે કે લલ્લુભાઈ દીવાન પર નવાબ બહુ મહેરબાની રાખતા ને તેના કહ્યા વગર કાંઈ કરતા નહોતા, તે છતાં તેણે નવાબ સાથે શા કારણથી દગો રમીને તેમનું રાજ્ય ખોવડાવેલું, ને રાજ્ય ગયા પછી પણ છેક એટલી હદ સુધી કે તેમનો જાન લેવાનું કાવત્રું રચેલું એ જનતાની સમજમાં આવવું મુશ્કેલ છે. પણ એ કિસ્સાથી, તથા બીજા ઐતિહાસિક દાખલાઓથી જણાય છે કે, નવાબે એક ગુના બદલ લલ્લુભાઈનો ભારે દંડ કર્યો હતો, તેથી તે વેર મનમાં રાખી તેણે એટલી હદ સુધી પોતાના નવાબ સાથે વર્તન કરેલું. જે કારણથી લોક-વાયકા મશહુર છે કે "વાતમાં લલ્લુભાઈએ ભરૂચ

ખેચ્યું." જે વાત ભરૂચ ગેઝેટિઅરમાં પણ લખેલી છે.

નવાબ ઇમતિયાઝુદ્દૌલા મોઅઝઝીઝખાન ધર્મે સુન્ની મુસલમાન હતા. કદમાં ઊંચા અને ખૂબસૂરત હતા પોતે ઇન્સાફી ને બહાદુર હતા

**નવાબ મોઅઝઝીઝખાનનું ચરિત્ર**

એ ગુણોની હકીકત આપણને તેમના રાજ્યના મીરસુનશી સૈયદ અબ્બાસઅલીએ રચેલી કિતાબ 'કિસ્સએ મુઅઝઝીઝખાન બહાદુર' માંથી ઇ સ. ૧૭૭૧ તા ૧૭૭૨ની સાલોની હકીકતમાંથી મળે છે. તેમ રહેમદિલી, નીડરતા તથા ઇન્સાફના ગુણોના બે જાં દાખલાઓ અત્રે વર્ણવવા મુનાસબ લાગે છે.

એક દાખલો સુરત તથા મુંબઈ ઇલાકાના પ સીઓમાં 'કબીસા' ના નામથી પ્રખ્યાતી પામે ધાર્મિક ઝગડા વિષેનો છે, ને બીજો પોતાના દી લલ્લુભાઇ વિષેનો છે. કબીસા વિષેની હકીકત એવ કે – સુરતના પારસીઓમાં ધાર્મિક ઝગડાને લીધે ફેર થતાં બે તડો પડી ગયાં હતાં. જેમાં એક રસ બીજું કદમી અકોદાને માનનારું હતું. રસમી માનનારાઓમાં આગેવાન તરીકે મીનોચહેર મનચેરશાહ હતો, ને કદમીના માનનારાઓમાં શાહ હતો. એ બંને પૈસાદાર અને વગવસીલ

વેપારી ગૃહસ્થ હતા. જેમનો વેપાર સુરતની બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપની સાથે હોવાના સબબે, કંપનીના ફેકટરો સાથે ઘાડો સંબંધ હતો, જેમાં ધનજીશાહનો વગ વધારે ઘાડો હતો. ધનજીશાહનો વેપાર ભરૂચ પુરતો સાથે હોવાથી તેણે તે કારણે નવાબ મુઅઝઝીઝખાનને આ ધાર્મિક સવાલ બાબત ભરૂચના દસ્તુરોમાં પૂછપરછ કરી તેમનો અભિપ્રાય લખી જણાવવા વિનંતી કરેલી. નવાબે તે પરથી ભરૂચના આગેવાન પારસી દસ્તુરોને પૂછી જોતાં તેઓએ ધનજીશાહના અકીદાની વિરુદ્ધ એટલે રસમી અકીદાની તરફેણમાં પોતપોતાનો મત આપતા ધનજીશાહ ઘણો નારાજ થયેલો. પાછળથી લાગ મળતાં તેણે કંપનીના ફેકટરોને કેવી રીતે નવાબની સામે ઉશ્કેરી, ૧૭૭૧ ની લડાઇ કરાવી બંને બાજુને ( કંપની સરકાર તેમજ નવાબને ) નુકસાન કરાવેલું તે હકીકત આપણે એ સાલના અહેવાલમાં જાણી ચૂકેલા છીએ.

બીજો દાખલો દીવાન લલ્લુભાઇ વિષેનો છે. તે એ છે કે મજકુર નવાબના વખતમાં લલ્લુભાઇનું ઘણું ચાલતું હતું. તે એટલે સુધી કે, તેની સલાહ વગર નવાબ કંઇ કરતા નહીં. જેના દાખલાઓ આપણને નવાબના કિસ્સાવાળી ચોપડીમાંથી અનેક મળે છે. એક વખત

રૈયતવર્ગના કેટલાક હિંદુજમીનદારો પર કંઇ કારણ-સર ગંભીર આરોપ આવતાં, તેમના જાન જવાની તૈયારી હતી. તે બાબતની નવાબસાહેબને ફરિયાદ થતાં નવાબે તપાસ કરતાં તે આરોપો ખોટા ઠરતાં લલ્લુભાઇ દીવાનનો નવાબે ભારે દંડ કરેલો. એ કારણે લલ્લુભાઇ મનમાં વેર રાખી, નવાબને પાછળથી ખરી સલાહ આપતો નહીં. જે સબબે નવાબે પોતાનું રાજ્ય કેવા સંજોગોમાં ખોયું હતું ને તેમનું મોત દેવાણ મુકામે કેવા કષ્ટ અને દુઃખથી નીપજેલું એ સઘળું આપણને નવાબના કિસ્સાવાળી ચોપડી તેમજ મુંબઇ ગેઝેટીઅર વગેરે દાખલાઓ પરથી મળે છે. અર્થાત ઉપરના દાખલાઓ પરથી જણાય છે કે નવાબસાહેબ ઇન્સાફી ને નીડર હતા એ સઘળું સાબિત થાય છે.



## પ્રકરણ ૮

### બ્રિટિશ ઈસ્ટ ઇંડિયા કું. તથા સિંધિયા સરદારનો મિશ્ર સમય. ઇ. સ. ૧૭૭૨-૧૮૫૮

ઇ. સ. ૧૭૭૨ માં કંપની સરકારે છેલ્લા નવાબ મોઅઝ્ઝીઝખાન પાસેથી ભરૂચ શહેર જીત્યા પછી ભરૂચનો કારભાર ચલાવવા સારુ મુંબઈ સરકારે રેસિડંટ તરીકે મિ. જેમ્સ મોરલી, ને તેના જોડિયા મદદગાર તરીકે સુરતના જોડિયા ફેક્ટરો ( ફેકટરીના મેમ્બરો ) મેસર્સ ચીપ તથા વિલિયમ મેંકને નીમ્યા.

ઇ. સ. ૧૭૭૩ માં દેહવાણના કોળી ઠાકોર જાલમસિંહના માણસોએ, ભરૂચ જીતવા માટે ભરૂચ શહેર પર ચડાઇ કરેલી પણ અંગ્રેજી લશ્કરને લીધે તે નિષ્ફળ ગયા.

ઇ. સ. ૧૭૮૦ માં વડોદરાના ફત્તેસિંહરાવ ગાયકવાડે ભરૂચમાં ગાયકવાડની ચોથ ઉઘરાવવાનો હક્ક છોડી દીધો.

ઇ. સ. ૧૭૮૨ માં ભરૂચ જિલ્લાની જમીનોની માપણી માટે મુંબઇ સરકારે કમિશનની નિમણુક કરી.

,, ૧૭૮૩ ,, સાલબાઇના તહનામાની રૂએ મહાદજી સિંધિયાને ભરૂચ શહેર સોંપવા માટે, મુંબઇ સરકારના હુકમ મુજબ સિંધિયા સરકારના સૂબા ભારકરરાવને અંગ્રેજી અમલદારો તરફથી શહેરનો વહીવટ સોંપી દેવામાં આવ્યો આ વહીવટ સોંપતી વખતે શહેરની રૈયત ઘણી નારાજ થઈ હતી. કારણકે અંગ્રેજી અમલ દરમિયાન રૈયતને સુખ મળેલું હતું. અંગ્રેજ અમલદારો શહેરનો વહીવટ સોંપીને જતા હતા તે વખતે લોકોનું ટોળું ફુરજા પર વળાવવા ગયું હતું.

,, ૧૭૮૩ માં ભરૂચની ઊપજની વસૂલાતનો ઇજારો વર્ષ ૭ માટે વાર્ષિક રૂ. ૮૫૦૦૦૦ થી

વડોદરાના ગોપાળરાવને અપાયો.

„ ૧૭૯૧ „ ભરૂચના મજમુદાર ને માજી દીવાન લલ્લુભાઈને વાર્ષિક રૂ. ૧૦,૦૦૦૦ થી ઈજારો મળ્યો.

„ ૧૭૯૪ „ ભરૂચના નવાબ મોઅઝઝીઝખાન મર્હુમના દીકરા નવાબજાદા મિરઝા અહીદુદદિનખાન પોતાની તરફથી તથા બીજા સગાઓ તરફથી ઈંગ્લાંડના ડાયરેક્ટરોની અદાલતમાં સુરતમાં આવેલા પોતાના નવાબી ખાનદાનના ઘર, તથા સુરત શહેરમાં આયાત થતા માલ પર ભરૂચના નવાબ તરફથી લેવાતા હક્કની દાદ મેળવવા ગયા હતા, જે બાબત ડાયરેકટરોએ મુંબઈ સરકારને તે હકક સંબધી તપાસ કરી દાદ આપવા લખી જણાવેલું, તથા નવાબજાદા મજકુરને તથા તેમના બીજા ત્રણ ભાઈઓને દરેકને માસિક રૂ. ૨૦૦) પ્રમાણે બાંધી આપવા નકકી કરી જણાવ્યું. મિરઝા અહીદુદદીનખાનનું વિલાયતમાં રહેવા માટેનું તથા ત્યાંથી આવતી વખ-

તનું ભાડું પણ ડાયરેકટરોએ આપેલું.

ઇ. સ. ૧૮૦૩ માં વારગામના કોલકરારનો ભંગ થયા-ને સબબે સિંધિયા સરકારને કંપની સર-કાર સાથે લડાઇ જાહેર થતાં, વડોદરેથી અંગ્રેજી રેજિમેન્ટના લશ્કરે કર્નલ વુડીંગ્ટનની સરદારી નીચે ભરૂચ પર ચડાઇ કરેલી. સિંધિયાના લશ્કરે શહેરનો બચાવ કરી અંગ્રેજી લશ્કર સામે લડતાં તેમના આશરે ૩૦૦ સિપાઇઓ માર્યા ગયા તથા ઘાયલ થયા હતા, ને સિંધિયાના લશ્કરના આશરે ૭૯ સિપાઈઓ ઘાયલ થયા હતા અને કેટલાક માર્યા ગયા હતા. આ લડાઈમાં અંગ્રેજી અમલદારવર્ગમાં રિચાર્ડસન તથા મૅકલોરિન ઘાયલ થયા હતા ને કૅપ્ટન સિમ્પી માર્યો ગયો હતો, જેની કબર શહેરમાં વેજલપોરમાં આવેલી છે.

ઇ. સ. ૧૮૦૭ માં સદરે-અમીનની નિમણૂક કરવામાં આવી.

" ૧૮૧૭ માં ન્યાયાધિશ પાસેથી શહેરના મૅજિ-

સ્ટ્રેટની સત્તા લઇ લઇને, તે કલેકટરને સોંપવામાં આવી.

„ ૧૮૨૨ માં નર્મદા નદીમાં ભારે રેલ આવવાના લીધે, શહેરમાં આવેલા ફાટાતલાવ તથા રત્નતલાવનાં પાણી એક થઇ ગયાં હતાં.

„ ૧૮૨૩ માં મહીકાંઠાના આસરે ૩૦૦ કોળીઓ ભરૂચ પર ચડાઈ કરવાના ઇરાદાથી શહેર સુધી આવેલા. તેમાંના કેટલાકોએ અડાલી ગામ લૂંટી, પોલિસપટેલ તથા ગામના રખાને મારી નાખ્યો. તેથી તેમનામાંથી બે જણ પકડાતાં જેલમાં પૂરવા માટે લાવવામાં આવેલા. પકડાયલામાંના ૧૦૦ જણાએ સરકારી સિપાઈઓ પર હુમલો કરી એક કેદીને લઇ નાસી છૂટ્યા. એક કેદી નામે વલીખાનને જેલમાં પૂરવામાં આવતાં તેના ટોળાએ જેલના દારૂખાનાને બાળી નાંખવાનો ઇરાદો કર્યો, જે અરસામાં સુરતથી લશ્કરની મદદ આવી પહોંચતાં તે નાસી ગયા.

" ૧૮૨૬ માં શહેરમાં પહેલીવહેલી ગુજરાતી શાળાની સ્થાપના થઇ.

" ૧૮૨૮ માં શહેરના મૅજિસ્ટ્રેટની સત્તા લઇ લેવાતાં તે સત્તા પણ કલેકટરને સોંપવામાં આવી.

ઈ. સ. ૧૮૩૦ માં ભરૂચ જિલ્લાને, સુરત જિલ્લાના કલેકટરને તાબે મૂકી સબ-કલેકટરેટ કરી દેવાતાં ન્યાયાધિશની જગ્યા કાઢી નાંખવામાં આવી, ને તે જગ્યાએ મદદનીશ ન્યાયાધીશની જગ્યા ખોલવામાં આવી, જેથી ભરૂચ, સુરત ન્યાયાધીશને તાબે સોંપાયું.

ઇ. સ. ૧૮૪૯ માં શહેરમાં પહેલી અંગ્રેજી શાળા ઉઘાડવામાં આવી.

" ૧૮૫૨ માં શહેરમાં મ્યુનિસિપાલિટીની સ્થાપના થતાં સરકાર તરફથી મેમ્બરો ચુંટાયા ને ભરૂચના કલેકટર પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યા.

" ૧૮૫૭ મુસલમાન સુન્ની વહોરા–પારસીનું હુલ્લડ થયું. આ હુલ્લડે બહારકોટના એક

પારસી બેજનજી શહેરીઆરજીના સબબે, કોમી વલણ લીધેલું, જેથી શહેરમાં ઘણી બેચેની ફેલાઇ હતી. જેમાં શહેરના કેટલાક મુસલમાનો પણ જોડાયા હતા. સદરહુ પારસી તોફાનીઓને હાથે માર્યો જતાં, હુલ્લડખોરોમાંના કેટલાક પકડાતાં ૧૭ જણ સેશન્સ કમિટ કરવામાં આવ્યા હતા. બે જણ પર બેજનજી પારસીને મારી નાખવાનો ગુનો સાબિત થતાં મોતની સજા થઈ હતી ને કેટલાકને દેશપાર કરવામાં આવ્યા ને કેટલાકને કેદની સજા થઈ. આ બંડને ૧૮૫૭ ના મ્યુટિની બંડ સાથે સંબંધ હતો નહીં એમ સરકારના જાણવામાં આવેલું.

## હાલનો અંગ્રેજી અમલ—૧૮૫૮-૧૯૧૧

૧૮૫૮ માં મહારાણી વીકટોરીઆએ ( કંપની સરકાર પાસેથી ) રાજ્યવહીવટ પોતાની સત્તામાં લીધો. ૧૮૫૯-૬૦ હથિયારોનો કાયદો ( આર્મસ-ઍકટ ) આ શહેરમાં લાગુ કરવામાં આવતાં, લોકો પાસેનાં હથિયારો, બંદૂકો-તલવારો વગેરે રાખવાનું બંધ

કરવામાં આવ્યું. તલવાર ઘરમાં રાખી શકાતી પણ બહાર લઇને ફરીહરી શકાતું નહીં.

૧૮૬૨ —શહેર આગળથી બી. બી. ઍન્ડ સી. આઇ. રેલવેની ગાડી પહેલવહેલી પસાર થઇ હતી.

૧૮૬૮ —કૉટન એક્ઝિબિશન ( રૂનું સંગ્રહસ્થાન ) શહેરના વ્યાપારી મિ. ગ્રીસના પ્રયાસથી શહેરમાં વ્હાઈટ રોડ પર ભરવામાં આવ્યું હતું. આ સંગ્રહસ્થાન મુંબઇના નામદાર ગવર્નર સાહેબ સર સેમોર ફિટ્ઝ જીરાલ્ડ સાહેબના હાથે ખોલવામાં આવ્યું હતું. જેમાં ભાગ લેવા માટે કાઠિયાવાડના. નવાબ ના. મોહબતખાન, વડોદરાના ના. ખંડેરાવ ગાયકવાડ, નાંદોદના મહારાજ ગંભીરસિંહજી, પાલીતાણાના ઠાકોર શુરસંગજી વગેરે મોટામોટા નવાબો, રાજાઓ સિવાય બીજા નાના ઠાકોરો રાજાઓ મળી આશરે ૪૦ દેશી દરબારોએ ભાગ લીધો હતો. આ શહેર સુરતના તાબામાં ( સબ કલેકટરેટ ) હોવાથી ત્યાંના કલેકટર મિ. ટી. સી. હોપ પણ એમાં ભાગ લેવા આવ્યા હતા. આ સંગ્રહસ્થાનમાં

પારસી બેજનજી શહેરીઆરજીના સબબે, કોમી વલણ લીધેલું, જેથી શહેરમાં ઘણી બેચેની ફેલાઇ હતી. જેમાં શહેરના કેટલાક મુસલમાનો પણ જોડાયા હતા. સદરહુ પારસી તોફાનીઓને હાથે માર્યો જતાં, હુલ્લડખોરોમાંના કેટલાક પકડાતાં ૧૭ જણ સેશન્સ કમિટ કરવામાં આવ્યા હતા. બે જણ પર બેજનજી પારસીને મારી નાખવાનો ગુનો સાબિત થતાં મોતની સજા થઇ હતી ને કેટલાકને દેશપાર કરવામાં આવ્યા ને કેટલાકને કેદની સજા થઈ. આ બંડને ૧૮૫૭ ના મ્યુટિની બંડ સાથે સંબંધ હતો નહીં એમ સરકારના જાણવામાં આવેલું.

### હાલનો અંગ્રેજી અમલ—૧૮૫૮-૧૯૧૧

૧૮૫૮ માં મહારાણી વીકટોરીઆએ ( કંપની સરકાર પાસેથી ) રાજ્યવહીવટ પોતાની સત્તામાં લીધો. ૧૮૫૯-૬૦ હથિયારોનો કાયદો ( આર્મ્સ-ઍકટ ) આ શહેરમાં લાગુ કરવામાં આવતાં, લોકો પાસેનાં હથિયારો, બંદૂકો-તલવારો વગેરે રાખવાનું બંધ

કરવામાં આવ્યું. તલવાર ઘરમાં રાખી શકાતી પણ બહાર લઇને ફરીહરી શકાતું નહીં.

૧૮૬૨ —શહેર આગળથી બી. બી. ઍન્ડ સી. આઇ. રેલવેની ગાડી પહેલવહેલી પસાર થઇ હતી.

૧૮૬૮ —કૉટન એક્ઝિબિશન ( રૂનું સંગ્રહસ્થાન ) રૂના વ્યાપારી મિ. ગ્રીસના પ્રયાસથી શહેરમાં વ્હાઇટ રોડ પર ભરવામાં આવ્યું હતું. આ સંગ્રહસ્થાન મુંબઇના નામદાર ગવર્નર સાહેબ સર સેમોર ફિટ્ઝ જીરાલ્ડ સાહેબના હાથે ખોલવામાં આવ્યું હતું. જેમાં ભાગ લેવા માટે કાઠિયાવાડના. નવાબ ના. મોહ-બતખાન, વડોદરાના ના. ખંડેરાવ ગાયકવાડ, નાંદોદના મહારાજ ગંભીરસિંહજી, પાલી-તાણાના ઠાકોર શુરસંગજી વગેરે મોટામોટા નવાબો, રાજાઓ સિવાય બીજા નાના ઠાકોરો રાજાઓ મલી આશરે ૪૦ દેશી દરબારોએ ભાગ લીધો હતો. આ શહેર સુરતના તાબામાં ( સબ કલેક્ટરેટ ) હોવાથી ત્યાંના કલેક્ટર મિ. ટી. સી. હોપ પણ એમાં ભાગ લેવા આવ્યા હતા. આ સંગ્રહસ્થાનમાં

પારસી બેજનજી શહેરીઆરજીના સબબે, કોમી વલણ લીધેલું, જેથી શહેરમાં ઘણી બેચેની ફેલાઇ હતી. જેમાં શહેરના કેટલાક મુસલમાનો પણ જોડાયા હતા. સદરહુ પારસી તોફાનીઓને હાથે માર્યો જતાં, હુલ્લડખોરોમાંના કેટલાક પકડાતાં ૧૭ જણ સેશન્સ કમિટ કરવામાં આવ્યા હતા. બે જણ પર બેજનજી પારસીને મારી નાખવાનો ગુનો સાબિત થતાં મોતની સજા થઇ હતી ને કેટલાકને દેશપાર કરવામાં આવ્યા ને કેટલાકને કેદની સજા થઈ. આ બંડને ૧૮૫૭ ના મ્યુટિની બંડ સાથે સંબંધ હતો નહીં એમ સરકારના જાણવામાં આવેલું.

## હાલનો અંગ્રેજી અમલ—૧૮૫૮-૧૯૧૧

૧૮૫૮ માં મહારાણી વીકટોરીઆએ ( કંપની સરકાર પાસેથી ) રાજ્યવહીવટ પોતાની સત્તામાં લીધો. ૧૮૫૯–૬૦ હથિયારોનો કાયદો ( આર્મસ-ઍક્ટ ) આ શહેરમાં લાગુ કરવામાં આવતાં, લોકો પાસેનાં હથિયારો, બંદૂકો-તલવારો વગેરે રાખવાનું બંધ

કરવામાં આવ્યું. તલવાર ઘરમાં રાખી શકાતી પણ બહાર લઈને ફરીહરી શકાતું નહીં.

૧૮૬૨ —શહેર આગળથી બી. બી. ઍન્ડ સી. આઇ. રેલવેની ગાડી પહેલવહેલી પસાર થઇ હતી.

૧૮૬૮ —કૉટન એક્ઝિબિશન ( રૂનું સંગ્રહસ્થાન ) રૂના વ્યાપારી મિ. ગ્રીસના પ્રયાસથી શહેરમાં વ્હાઈટ રોડ પર ભરવામાં આવ્યું હતું. આ સંગ્રહસ્થાન મુંબઈના નામદાર ગવર્નર સાહેબ સર સેમોર ફિટઝ જીરાલ્ડ સાહેબના હાથે ખોલવામાં આવ્યું હતું. જેમાં ભાગ લેવા માટે કાઠિયાવાડના. નવાબ ના. મોહબતખાન, વડોદરાના ના. ખંડેરાવ ગાયકવાડ, નાંદોદના મહારાજા ગંભીરસિંહજી, પાલીતાણાના ઠાકોર શુરસંગજી વગેરે મોટામોટા નવાબો, રાજાઓ સિવાય બીજા નાના ઠાકોરો રાજાઓ મળી આશરે ૪૦ દેશી દરબારોએ ભાગ લીધો હતો. આ શહેર સુરતના તાબામાં ( સબ કલેક્ટરેટ ) હોવાથી ત્યાંના કલેક્ટર મિ. ટી. સી. હોપ પણ એમાં ભાગ લેવા આવ્યા હતા. આ સંગ્રહસ્થાનમાં

રેશમી કાપડ, કિનખાબના તાકાઓ, રેશમી તથા કસબી સાડીઓ, કસબી શાલદુપટાઓ બહાર ગામથી મૂકવા માટે આવેલા, તેમજ બીજી ઘણી ચીજો, સોના તથા રૂપાની ચીજો, સૂતરાઉ કાપડ વગેરે મૂકાયેલાં હતાં, જેથી સારી ખરીદી થઇ હતી, ને શહેરને ઘણો લાભ મળ્યો હતો. આ સંગ્રહસ્થાનમાં હાથ-વણાટની રૂથી ભરેલી સૂજનીઓ (જેમાં વણાટ વણતે રૂ ભરવામાં આવે છે) શરૂ-આતમાં મૂકવામાં આવી હતી. જે હાલમાં પણ બહારગામ વખણાય છે. સૂજનીઓ બનાવવાનો હુન્નર પહેલવહેલો, ભરૂચથી મુસલમાન-પારસી હુલ્લડ કેસમાંના દેશપાર થયેલા મુસલમાનોએ જેલમાં શીખ્યા પછીથી અત્રે સંગ્રહસ્થાન મૂકવામાં આવેલ.

૧૮૬૪ —ભરૂચને સુરતથી જુદું કરી નાખતાં કલે-કટરેટ તરીકે કરી દેવાયું. જે કારણથી સિનિઅર આસિસ્ટંટની જગ્યા કાઢી નાખ-વામા આવી ને વહાઇટ રોડનો રસ્તો રૂા. ૮૩૦૦૦ ના ખરચે મ્યુનિસિપાલિટીએ તૈયાર કર્યો.

૧૮૭૦-૭૧ હાઉસ-ટોલ ( ઘરવેરો ) દાખલ કરવામાં આવ્યો.

૧૮૭૨ સિવિલ હૉસ્પિટલ ખોલવામાં આવી.

૧૮૭૪-૭૫ જૂના બજારનો રસ્તો દેસાઇજીના ઘર સુધી બનાવવામાં આવ્યો.

૧૮૭૭ —મહારાણી વિક્ટોરિયાએ કૈસરે હિંદની પદવી ધારણ કરતાં ભરૂચમાં દરબાર ભરવામાં આવ્યો ને શહેરમાં રોશની કરવામાં આવી તથા નિશાળિયાને મીઠાઇ વહેંચાઈ.

૧૮૮૧ —નર્મદા નદી પરનો રેલ્વેપૂલ નામે " ગોલ્ડન-બ્રિજ " ( સોનાનો પૂલ ) તૈયાર થયો. આ પૂલની શરૂઆત ૧૮૭૭માં કરવામાં આવેલી પરંતુ નદીમાં રેલના પાણીને લીધે લાગી ગયો હતો.

૧૮૮૨ —પારસી પંચાયતના જમાતખાનામાંથી ખોદ-કામ કરતાં સોનાના ૪૪૮ તથા ચાંદીના ૧૨૦૦ જુદીજુદી સાલના ને જુદાજુદા દેશોના સિક્કાઓ મળી આવ્યા હતા.

૧૮૮૫ —શહેરમાં તલાવિયાઓએ કાર્તિક શુ. ૧૫ ને દિવસે શુકલતીર્થની જાત્રા વખતે કલેક્ટરને

મારી નાખ્યાથી અંગ્રેજી રાજ્ય તેમના હાથમાં આવશે એવા મૂર્ખાઇ ભરેલા વિચારે તેમનું આશરે ૧૦૦ માણસનું ટોળું કલેકટરને બંગલે તેને મારી નાખવાના ઇરાદાથી ગયેલું. જ્યાં તેના માણસોથી તેમને જણાયું હતું કે કલેકટર ફરવા ગયા છે તેથી તે લોકો પાછા ફર્યા હતા. રસ્તામાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. પ્રેસકોટ મળતાં, તેને કલેકટર સમજીને મારી નાખ્યો. જે પછી તે બૅંક લૂંટવા ગયા હતા. જ્યાં બૅંક આગળ પહેરો ભરનારા પોલિસ લોકોએ બંદૂકના ખાલી બાર કરેલા. જેથી તે લોકોએ ધાર્યું હતું કે માતા તેમના પર રાજી થઇ તેથી બંદૂકની ગોળી તેમને વાગી નહીં. જે પછી બૅંક પર હલ્લો નહીં કરતાં, શહેરમાં પાછા ફરી મહારુદ્ર તરફ ગયા હતા. એ વખતે પોલીસે તેમને પકડતાં ઝપાઝપીમાં પાંચ-સાત તલાવિયા માર્યા ગયા, થોડા ઘાયલ થયા, ને કેટલાકને પકડવામાં આવ્યા. એમનો સાથી માતા ભગત પોતાના સાથીઓ માંના કેટલાક તલાવિયા સાથે નાસી છૂટેલો, પણ પાછળથી તે તથા તેના સાથીઓ પક-



નવા દેરામાંની ગરુડની મૂર્તિ

( અસલ એ વિષ્ણુમંદિર હશે એમ જણાય છે ).

ડાતાં તેમના પર કેસ ચલાવી શિક્ષા કરવામાં આવી હતી.

૧૮૮૬ માં મુંબઇના ગવર્નર લૉર્ડ રે, અત્રે મુંબઇથી આવતાં તેમના માનમાં દરબાર ભરાયો હતો, ને એ જ સાલમાં ઇન્કમટેક્ષ શરૂ કરવામાં આવ્યો.

૧૮૮૭ માં મહારાણી વિક્ટોરિયાની ' સિલ્વર જ્યુબિલી ઊજવવામાં આવતાં ઘેરઘેર રોશની કર-વામાં આવી.

૧૮૯૨ માં ના. પ્રિન્સ ઑફ વેલ્સના વડા પુત્ર ના. પ્રિન્સ આંલબર્ટ ગુજરી જતાં પ્રજામાં ઘણી દિલગીરી ફેલાઇ હતી, જે વખતે નોકર વર્ગે શોક પ્રદર્શિત કરવા જમણે હાથે કાળી પટી ( અંગ્રેજોની માફક ) બાંધી હતી.

૧૪૯૭ માં ના. મહારાણી વિક્ટોરિયાની ' ગોલ્ડન જ્યુબિલી ' ભારે ધામધુમથી ઊજવવામાં આવતાં ઘેરઘેર દીવા સળગાવી ખુશી મના-વવામાં આવી હતી.

૧૮૯૮ માં પ્લેગનો રોગ ફાટી નીકળ્યો હતો.

૧૮૯૯ માં ગુજરાતમાં દુકાળ પડવાથી શહેર તથા

જિલ્લામાં તેની માઠી અસર થવા પામી હતી. જે છપ્પનિયા ( સંવત ૧૯૫૬ ) ના નામથી ઓળખાય છે.

૧૯૦૦ માં ના. વાઇસરાય લૉર્ડ કર્ઝન માતરિયું તલાવ જોવા અત્રે પધાર્યા હતા. આ તળાવ છપ્પનિયા દુકાળના સબબે ભૂખે મરતા ગરીબ લોકોના ભરણપોષણ અર્થે કામ લગાડવા માટે ખોદાવવામાં આવ્યું હતું.

૧૯૦૧ માં ના. મહારાણી વિક્ટોરિયા ગુજરી જતાં સઘળાં રાજ્ય માફક અત્રે પણ શોક જાહેર કરવામાં આવ્યો હતો, ને ના. મહારાણીના કુંવર પ્રિન્સ આલ્બર્ટને સાતમા એડવર્ડ કિંગ એમ્પરર તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો અને મહારાણી વિક્ટોરિયાની યાદગીરીમાં એક ફંડ ખોલવામાં આવતાં, તેમાથી એક ' કલૉક ટાવર ' ઊભો કરવામાં આવ્યો છે, જે વિક્ટોરિયા ટાવરના નામથી મશહુર છે.

૧૯૦૩ માં કિંગ એડવર્ડના રાજ્યાભિષેકની ક્રિયા દિલ્લીમાં ભારે ધામધૂમથી ઊજવવામાં

આવતાં, અત્રે પણ બીજાં શહેરો માફક કલેકટર મિ. લોગનના પ્રમુખપણા હેઠળ એક મોટો દરબાર ભરાયો હતો. જેમાં બાદશાહનો ઢંઢેરો વાંચવામાં આવેલો, ને શહેરના નિશાળીયાને મીઠાઇ વહેંચાઇ હતી.

૧૯૦૫ માં ન્યાયાધીશની અદાલતની સ્થાપના થતાં, ભરૂચના ન્યાયાધીશને પંચમહાલ જિલ્લાની ફોજદારી અપીલો સાંભળવાનું નક્કી કરવામાં આવ્યું.

૧૯૧૦ માં શહેનશાહ એડવર્ડ ૭મા ગુજરી જતાં સઘળા રાજ્યમાં શોક દર્શાવવામાં આવ્યો, ને ના. પ્રિન્સ ઑફ વેલ્સ—જ્યોર્જ ફ્રેડ્રિક અર્નેસ્ટ આલબર્ટનો ના. કિંગ જ્યૉર્જ—પમાના ખિતાબથી રાજ્યાભિષેક થયો.

૧૯૧૧ માં ના. શહેનશાહ જ્યૉર્જ ૫ ઇંગ્લાંડથી હિંદુસ્તાન પધારતાં, દિલ્હીમાં મોટા ઠાઠથી દરબાર ભરવામાં આવ્યો હતો, જે દિલ્હી દરબાર'ના નામથી ઓળખાય છે. દરબારને દિવસે અત્રે પણ કોટમાં આવેલા 'સર શાપુરજી ભરૂચા હૉલ' નામના વિશાળ હૉલમાં શહેરના કલેકટર મિ.

ઓટો રોથફિલ્ડ, આઈ. સી. એસ. ના પ્રમુખપણા હેઠળ શહેર તથા જિલ્લાના આગેવાન શહેરીઓ તથા અગ્રેસરોનો દરબાર ભરવામાં આવ્યો હતો. જે ભરતાં પહેલાં કલેકટરની સવારી પૂરબહારથી પોલિસ પાર્ટી, બૅન્ડ તથા શહેરીઓની કાઢવામાં આવી હતી. દરબારમાં કલેકટરસાહેબે ના. શહેનશાહનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો, જેનો તરજૂમો ઉર્દૂમાં પણ વાંચવામાં આવ્યો હતો. આ દિવસની યાદમાં હાલમાં હિંદુસ્તાનમાં સર્વે જગ્યાએ " કોરોનેશન ડે " તરીકે રજા પાળવામાં આવે છે.



## પ્રકરણ ૯

---

### ભાગ ૩

## ઇસ્લામી સમયના ઐતિહાસિક પુરુષો

ઇમાદુલ-મુલ્ક, ચંગીઝખાન, મજમુદાર લલ્લુભાઇ.

**ઇમાદુલ-મુલ્ક** આ અમીરનું નામ અસલન-ખાન હતું. તેને ગુજરાતના સુલતાન તરફથી ઇમાદુલ-મુલ્કનો ખિતાબ મળેલો. આ ઉપરાંત 'આઝમે હુમાયુ,' 'મજલિસે-આલી' ને 'અલ-મલકે' ના ખિતાબોથી તે લખાતો કે બોલાતો હતો. એ જાતનો મુસલમાન ફ્રીતુર્ક હતો, જેને ગુજરાતના અમીરે મક્કામાંથી ખરીદ કરી, ગુજરાતના સુલતાન **સુલતાન માહમૂદ ૩** ( ૧૫૩૯-૧૫૫૪ ) ને ભેટ તરીકે મોકલેલો. ઇમાદુલ-મુલ્ક બુદ્ધિશાળી ને ચંચળ હોવાને સબબે ધીમે ધીમે ગુજરાતના વજીરની પદવીએ પહોંચ્યો હતો. સુલતાન નાની

વયની હોવાથી, તેમ તેનામાં રાજ્યકારભાર ચલાવવાની કુશળતા નહીં હોવાને સબબે, દરિયાખાનનું તેના અમલમાં વધુ ચલણ હતું. જેથી તેની સલાહથી રાજ્યકારભાર ચાલતો હતો. ઇમાદુલ–મુલ્ક ધીમેધીમે પોતાની સત્તામાં બળવાન થતો હતો, તે જોઈ દરિયાખાન તેને ( ઇમાદુલ–મુલ્કને ) તે સત્તા પરથી ખસેડવા માગતો હતો. એ કારણે તેણે સુલતાનને શિકારને બહાને મહેમદાબાદ બહાર લઇ જઇ, ઇમાદુલ–મુલ્ક માટે હુકમ કઢાવ્યો કે, તેણે પોતાની ઝાલાવાડની જાગીરમા જઇ રહેવું. તેથી તે ત્યાં ગયા પછી, દરિયાખાને સુલતાનને ઝાલાવાડ લઇ જઈ, ઇમાદુલ–મુલ્ક સાથે લડાઇ કરાવી તેને હરાવ્યો. ઇમાદુલ–મુલ્ક તેથી ત્યાંથી નાસી બુરહાનપુર ગયો. દરિયાખાને ત્યાં પણ તેની પૂઠ પકડી, જેથી ઇમાદુલ–મુલ્ક માળવા નાસી ગયો. આથી દરિયાખાન ગુજરાતનો રાજ્યકારભાર, ' આલમખાન લોદીને સોંપી દઇ નચિંતપણે મોજશોખમાં પોતાનો વખત ગાળવા લાગ્યો. સુલતાન જે નાનપણથી દરિયાખાનના દાબને લીધે રાજ્યકારભારમાં ભાગ લઇ શકતો નહીં, ને જે પોતાની સ્થિતિ પર હમેશાં વિચાર કરતો, તેણે આ લાગ જોઇ પોતે રાજ્યકારભારમાં ભાગ લેવા માગતો નથી, એ બહાનું બતાવ્યું. બીજી તરફ આલમખાને દરિયા-

ખાનની બેપરવાઇને કારણે સર્વોપરી સત્તા ભોગવવાનો ઇરાદો કરી ધંધુકાની પોતાની જાગીરમાં જઈ, સુલતાનને ત્યાં નોતર્યો. સુલતાન દરિયાખાનના પંજામાંથી છૂટો થવાને કારણે છાની રીતે ધંધૂકે ગયો. એ હકીકત દરિયાખાનની જાણમાં આવતાં તે ગુસ્સે થયો. એટલા માટે તેણે સુલતાન એહમદશાહ મરહુમના વંશમાંથી એક છોકરાને-મુઝફ્ફરશાહ નામ આપી, સુલતાનની જગ્યાએ બેસાડ્યો ને તેના નામના સિક્કાઓ પડાવ્યા. આથી મહમૂદશાહ ધંધુકેથી રાણપુર ને ત્યાંથી પેટલાદ નાસી ગયો. આલમખાન ધંધુકેથી સાદરે ચાલ્યો ગયો, જેથી દરિયાખાને ધંધુકા લીધું પણ તેની ફોજના કેટલાક સિપાઇઓ એને છોડી દઇ આલમખાન સાથે મળી ગયા ને કેટલાક મહમૂદશાહને મળી ગયા. એ બંને ફોજ અહમદાબાદ ચાલી આવી. દરિયાખાન ધંધુકેથી અહમદાબાદ આવતાં શહેરના લોકોએ એને શહેરમાં પેસવા નહીં દેતાં-શહેરના દરવાજા બંધ કરી દીધા. દરિયાખાને સુલતાન મહમૂદશાહના આવવાની ખબર જાણી ત્યારે પોતે પોતાના કુટુંબીઓ તથા માલમિલકત ચાંપાનેર મૂકી બરહાનપુર નાસી ગયો. સુલતાને અહમદાબાદથી જઈ ચાંપાનેર લીધું ને ઇમાદુલ-મુલ્ક કે જે અત્યારસુધી પોતાની જાગીરમાં માળવા હતો ત્યાંથી તેને તેડાવી ભરૂચ ને

સુરત એને જાગીરમાં આપ્યાં. આ જાગીરી મળ્યાથી તેણે પોતાની તરફથી સુરતના હાકેમ તરીકે ખુદાવંત-ખાનને, ને ભરૂચ માટે પોતાના દીકરા ચંગીઝખાનને નીમ્યો. ત્યારથી એ ભરૂચના એક અમીર તરીકે ગણાવા લાગ્યો. થોડા વખત પછી મહમૂદશાહ હલકા માણસો પર મહેરબાની બતાવવા લાગ્યો. સુલતાને એક વાઘરી નામે છરજીને અમીર બનાવી મુહાફિઝ-ખાનનો ખિતાબ આપ્યો. તેના બહેકાવવાથી સુલતાને અલાઉદ્દીન લોદી અને શુજાઅતખાન નામના બે અમ-દાલરોને મરાવી નાખ્યા, જેથી બીજા અમીરો ગુસ્સે થઈ સુલતાનના મહેલ પર ગયા ને મુહાફિઝખાનને સોંપી દેવા કહ્યું. સુલતાને તેને નહીં સોંપી દેવાથી અમીરોએ સુલતાનની મુલાકાત લેવા જણાવ્યું. સુલતાને મુહાફિ-ઝખાનને તેમની રૂબરૂ નહીં આવવા ચેતવેલો છતાં તે આવવાથી આલમખાનના ઇસારાથી તેના નોકરોએ સુલતાનની રૂબરૂ તેને કતલ કરી નાખ્યો. આ પરથી સુલતાન પોતે આપઘાત કરવા ચાહતો હતો, તે મુજબ અમીરોએ નહીં કરવા દેતાં તેને જાપ્તામાં રાખ્યો. પછી આલમખાનને મુઆહિદખાન તથા તેના ભાઇ સાથે અગડો થયો. મુઆહિદખાને સુલતાનને નજરકેદ માંથી છોડાવી આલમખાન તથા તેના સાથીઓનાં ઘરો લૂંટી લીધાં. જેથી તેણે પેથાપુર જઇ, દરિયાખાનને

દક્ષિણમાંથી બોલાવ્યો, ને ઇમાદુલમુલ્ક ને ધોળકાના અલફખાન પાસેથી મદદ મેળવી. ઇમાદુલમુલ્કે સુલતાનને કાગળ લખી બંડખોરોને મારી આપવા અરજ કરી. સુલતાન તેમને મારી આપવા વિચાર કરતો હતો જે દરમિયાન આલમખાન તથા દરિયાખાને બંડ કર્યું. આ બળવામાં ઇમાદુલમુલ્કે ભાગ લીધેલો જેથી સુલતાને તેને ચાંપાનેર બોલાવી તેની છાવણી લૂંટાવી લીધી. તે પછી સુલતાને દરિયાખાન તથા આલમખાનને ગુજરાતમાંથી હાંકી કઢાવ્યા. ઇ. સ. ૧૫૫૫માં બુરહાન નામના એક નોકરે સુલતાનને મારી નાખી પોતે ગાદીએ બેસવા તજવીજ કરી, જેથી ઇમાદુલમુલ્ક, ઉલુગખાન ને બીજા અમીરો સામે થયા, ને શેરવાનખાને તેને મારી નાખ્યો. અમીરોએ ગુજરાતની સલ્તનત પર એહમદખાન નામના એક આદમીને એહમદશાહના વંશમાંથી શોધી, એહમદશાહ–૨ના નામથી ગાદીએ બેસાડયો. સુલતાન નાની વયનો હોવાથી અમીરોએ એતેમાદખાનને રાજ્યકારભાર સોંપી, ગુજરાતનું રક્ષણ કરવાને બહાને, ગુજરાત દેશ અંદર અંદર વહેંચી લીધો; જે વહેંચણીમાં ઇમાદુલમુલ્કના હિસ્સામાં ભરૂચ, તથા સુરત ( સુલતાનપુર તથા નંદરબારની હદ સુધી ) મળ્યાં. વડોદરાનું પરગણુ અલફખાન હબશીને સોંપ્યું ને ભરૂચ તથા

સુરત પોતાના સાળા ખુદાવંતખાનના જુલમોની ફરિયાદ રૈયત તરફથી મળવાને સબબે તેમને દાદ આપવા ફોજ સાથે ત્યાં ગયો જ્યાં ખુદાવંતખાને મિજબાનીને બહાને બોલાવી હી. સ. ૯૬૭–ઇ. સ. ૧૫૫૯–૬૦ માં મારી નંખાવ્યો. તેની કતલની ખબર તેના દીકરા ચંગીઝખાનને થયાથી તેણે લશ્કર સાથે જઈ, ખુદાવંતખાન સાથે લડાઈ કરી તેને મારી નાખ્યો, ને પોતાના બાપની લાશને ભરૂચમાં લાવી, હજરત બાબા રમહાન સાહેબની દરગાહ આગળ દફન કરી તેમા ગુંબજ પર એક શિલાલેખ અરબી ભાષામાં કોતરાવ્યો, જે હાલમાં મોજૂદ છે.

**ચંગીઝખાન**

આ અમીરનું નામ ચંગીઝખાન હતું, જે પોતાના બાપ ઇમાદુલમુલ્કની જગ્યાએ વઝીર તરીકે અહેમદશાહ–૨ (૧૫૫૪-૧૫૬૧)વખતમાં નિમાયો હતો. જેથી તેના બાપનો ખિતાબ “ આઝમે–હુમાયુ ” તેને આપવામા આવ્યો. એનો જન્મ કયાં ને કઈ સાલમાં થયો હતો, તે જાણી શકાયું નથી. છતાં અનુમાન કરવામાં આવે છે કે એનો બાપ ગુજરાતમાં આવ્યા પછી એનો જન્મ અહીં થયો હશે. પોતાના બાપની હયાતીમાં ચંગીઝખાન, ભરૂચની જાગીરનો

વહીવટ, તેના નાયબ સૂબા તરીકે કરતો હતો. પણ ઇ. સ. ૧૫૫૯–૬૦ માં ઇમાદુલમુલ્કની કત્લ પછી એની જાગીરનો માલેક થયો. ચંગીઝખાન ઘણો બહાદુર લડવૈયો તેમજ સખી હતો. એની સત્તા પાછળનાં વર્ષોમાં એક સુલતાનના જેવી થઈ પડી હતી. જેથી મોટા અમીરો, બાદશાહો પણ એની સહાયતા મેળવવા આતુર હતા. એની બહાદુરી તથા નીડરતાનો એક સબળ દાખલો હી. સ. ૯૭૧–ઇ. સ. ૧૫૬૩–૬૪ ની સાલનો મળે છે, જ્યારે તે અકબર જેવા બળવાન દિલ્હીના બાદશાહથી પણ ડરતો નહીં. જે વિષેની હકીકત એ મળે છે કે, માળવાનો સુલતાન બાઝબહાદુર અકબરથી હારી જતાં ચંગીઝખાન પાસે આવ્યો. થોડા વખત પછી માળવાનો સૂબો અબ્દુલ્લા ઉઝબેગ અકબર સામે બંડ કરી, માળવાથી નાસીને ચંગીઝખાન પાસે આવી રહ્યો. અકબરના એલચીએ ભરૂચમાં આવી ચંગીઝખાન પાસે એ બંને જણાની માગણી કરી. જણાવ્યું કે તે બંનેને તેને સોંપી દેવા અગર પોતાની જાગીરમાંથી હાંકી કાઢવા. ચંગીઝખાને જણાવ્યું કે તેઓ તેના પરોણા છે તેથી હું તેમની અપકીર્તિ કરવા માગતો નથી. અકબર બાદશાહે જ્યારે આ વાતની ખબર તેના એલચીથી જાણી, ત્યારે તેણે ચંગીઝખાનને કહેવડાવ્યું કે તું મારો ( બાદશાહનો ) હુકમ નહીં

માનીશ તો મારે તારી પાસે આવવું પડશે, એટલે તારા પર ચડાઇ કરવાની ફરજ પડશે. ચંગીઝખાને તેને ઉત્તર વાળ્યો કે બાદશાહનાં પગલાં આવવાથી મોટી બરકત થશે. અકબર બાદશાહ આ ઉત્તર સાંભળી ઘણો ખુશ થયો, ને ચંગીઝખાન માટે એક તાજ ને નગારૂં મોકલ્યાં. ચંગીઝખાને તાજ પોતાના ગવૈયાના માથા પર પહેરાવી દીધો ને નગારૂં પોતાના પિતાના રોજામાં મુકાવી દીધું ને બાદશાહ માટે કીમતી નજરાણો મોકલી એલચીને ઇનામ અકરામ આપી વિદાય કર્યો.

એની ઉદારતા બાબતનો એક દાખલો એ મળે છે કે એની પાસે એક હિંદુ વઝીર શુજા નામનો હતો. એક પ્રસંગે પોતે કીમતી માલનાં વહાણો મંગાવેલાં હોવાથી તે આવી પહોચતાં, માળવાના અબ્દુલાહખાન ઔરંગને પોતાની પરોણાગત તરીકે બક્ષિસ આપી દેવા વઝીર મજકુરને હુકમ કર્યો. શુજાએ એ પરથી અરજ કરી કે આપે આવી ભેટ આપતાં પહેલાં વહાણોને નજરે જોઇ લેવાથી તેની નોકરીનો અંદાજ થઈ શકશે. ચંગીઝખાને પોતાનું વચન નહીં ફેરવતાં જણાવ્યું કે વહાણો બંદરમાં સહીસલામત આવી જવાથી એની નોકરીની કદર ગણવામાં આવે છે.

એની સુલતાન જેવી ખ્યાતિના સબબે એના નામના સિક્કાઓ ( ચલણ ) વડોદરા, ભરૂચ, સુરત વગેરે જગ્યાઓમાં ચાલતા હતા, જે ચંગીઝી, મહેમુદી અથવા છાપરી સિક્કાના નામથી પ્રખ્યાત છે. ભરૂચમાં આવેલું ચંગીઝપરૂં ( જે અપભ્રંશ થઈ ચિંગસપરાના નામથી ઓળખાય છે ) એના નામથી આબાદ થયેલું છે ને અહમદાબાદમાં ચંગપોળ પણ એ જ નામથી ઓળખાય છે.

પોતે આકરા સ્વભાવનો હોવાથી એનો કેટલાક સાથીઓ જે પહેલાં તેનો હિમાયતમાં હતા, તે દુશ્મન બની ગયા હતા. જે સબબથી હી. સ. ૯૭૬ –ઇ. સ. ૧૫૬૮ માં ઝુઝારખાન નામના એક હબશી અમીરના હાથથી અમદાબાદમાં ત્રણ દરવાજા આગળ એનું મોત થયું હતું. ત્યાંથી તેના ભત્રીજા રૂસ્તમખાને તેના શબને ભરૂચ લાવી શહેરથી ઉત્તર દિશાએ ( હાલના મોહમ્મદપુરા રેલ્વે સ્ટેશન પાસે ) બાબા રમહાન સાહેબ પીરની દરગાહ પાસે આવેલા રોજામાં, દફનાવ્યું. સદરહુ રોજો ચંગીઝખાને પોતાના બાપની કબર પર ચણાવરાવેલો ને એના પર અરબીમાં શિલાલેખ પણ કોતરાવેલો હાલમાં મોજૂદ છે જે હી. સ. ૯૬૭ ની સાલનો છે.

**મજમુદાર લલ્લુભાઈ દીવાન.**

લલ્લુભાઈનું કુટુંબ મૂળ અંકલેશ્વરનું હતું. પોતે મોઢ વાણિયા હતા. તેમના પિતાનું નામ દયાળદાસ હતું. નાનપણથી તે ઘણા ચાલાક હોવાથી, તેમના મામા, ભરૂચના મજમુદાર ભાઇદાસ ભૂખણદાસે પોતાને પેટે સંતાન નહીં હોવાથી, લલ્લુભાઇને દત્તક લીધા હતા. ભાઇદાસના ગુજર્યા પછી તેમનો વારસો મળવાથી લલ્લુભાઇ મંગળેશ્વર ગામ (કે જે મજમુદાર ભાઇદાસના કુટુંબમાં ચાલ્યું આવેલું) ના ઇનામદાર થયા હતા તેથી ભરૂચના છેલ્લા નવાબ મોઅઝઝીઝખાનના સમયના ભાઇદાસની જગ્યાએ નિમાયાથી, પોતાની ચાલાકીને સબબે, દીવાનની પદવી સુધી ચડ્યા હતા. નવાબસાહેબના રાજ્યમાં એમનું ઘણું ચલણ હતું તે એટલે સુધી કે નવાબસાહેબ તેમને પૂછ્યા વગર કાંઇ કરતા નહીં. જ્યારે ઇ. સ. ૧૭૭૧ પછી નવાબસાહેબ બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપનીના આમંત્રણથી મુંબઇના માજી ગર્વનર લૉર્ડ હૉર્નબીની સાથે ભરૂચ પર કંપની સરકારે કાઢેલા કુરજાના કરજ વિગેરેની વાતચીત કરવા ગયા હતા, ત્યારે પણ નવાબસાહેબે પોતાની ગેરહાજરીમાં ભરૂચનો સઘળો કારભાર તેમને સોંપ્યો હતો. તે છતાં ભરૂચમાં લોકવાયકા મશહુર છે કે 'લલ્લુભાઇએ વાતમાં

ભરૂચ ખોયું ' તેનું કારણ એ છે કે, નવાબસાહેબે તેમનો કંઇ કસુર બદલ દંડ કર્યો હતો. જેથી તે નારાજ થઇ નવાબસાહેબને સારી સલાહ આપતા નહીં, ને અંગ્રેજો સાથની ૧૭૭૧ ની લડાઈ પછી, નવાબસાહેબના લશ્કરને કરકસરને બહાને ઓછું કરાવી નાખ્યું હતું, ને અંગ્રેજ સરકારને પોતાના ફુરજાના હકક બદલ નવાબ સાહેબ પર દબાણ કરી, લડાઇ કરવા ઉશ્કેરેલા. જેની હકીકત નવાબ સાહેબના કિસ્સાવાળી ઐતિહાસિક ચોપડી, તથા ભરૂચના ગેઝેટિઅરવાળા ગ્રંથ વગેરે પરથી મળે છે,

નવાબી રાજ્ય ગયા પછી, અંગ્રેજી તથા સિંધિયા સરકારોના મિશ્ર સમયમાં પણ એમનું વધારે ચલણ હતું. સિંધિયા સરકારના અમલમાં ભરૂચનો ઇજારો રૂા. ૧૦,૦૦૦૦૦ દસ લાખ જેટલી રકમથી તેમણે લીધો હતો. જે પરથી તેમની નાણાં-સ્થિતિ સારી હોવાનું જણાઇ આવે છે. પોતે ઘણા દબદબા તથા ઠાઠથી રહેતા હતા, ને મોટામોટા રાજ્યદરબારો, અમીરઉમરાવોમાં એમણે ઘણી પ્રખ્યાતિ મેળવી હતી, તે કારણે પોતાની દીકરી લલિતાકુંવરનાં લગ્ન વખતે રૂા. ૧,૨૦૦૦૦) જેટલી રકમ ખરચી મોટામોટા અમીરઉમરાવો તથા લાગવગ ધરાવનારાઓને નોતર્યા હતા.

એમણે પોતાના પૈસાનો કેટલોક સદુપયોગ શહેરમાં સુડતાળા કાળ વખતે ( ઇ. સ. ૧૭૯૦ ), પાંજરા પોળની સ્થાપનામાં, તથા રતનતળાવ પાસે લલ્લુભાઈના નામથી ઓળખાતી વાવ બનાવવા વગેરેમાં કરેલો હતો. તે ઇ. સ. ૧૭૯૯ માં પાવાગઢના કિલ્લામાં ગુજરી ગયા હતા. એમને પેટે દીકરી લલિતાકુંવર સિવાય બીજું કાંઇ સંતાન ન હતું. લલ્લુભાઈનો ચકલો એમના નામથી હાલમાં ભરૂચ શહેરમાં પ્રખ્યાત છે. મંગળેશ્વર ગામ હાલમાં એમના વારસોમાં પળાય છે. તેઓ મજમુદાર કુટુંબના નામથી ઓળખાય છે.





ઈદગાહ, ભરૂચ

## પ્રકરણ ૧૦

### પ્રાચીન સમયના કેટલાક હિંદુ ઋષિઓ

ભૃગુઋષિ, ચ્યવનઋષિ, રામજીબાબા.

**ભૃગુઋષિ**

હિંદુ માન્યતા મુજબ આ ઋષિ, ભૃગુકચ્છ (ભરૂચ)ને વસાવનાર મૂળ પુરુષ ગણાય છે. એ ઋષિ મૂળ ક્યાંના વતની હતા ને પોતે ક્યારે આ તરફ આવેલા હશે એ ઘણા પ્રાચીન કાળની વાત હોવાથી ઐતિહાસિક દષ્ટિએ વર્ણવવું ઘણું મુશ્કેલ છે.

પરંતુ હયૂએટ નામના એક વિદ્વાન પ્રખ્યાત લેખકે અંગ્રેજીમાં રચેલી એક ઐતિહાસિક ચોપડી, " ધી રૂલીંગ રેસીઝ ઑફ પ્રી–હિસ્ટોરિક ટાઇમ્સ "ના વૉલ્યુમ ૧ ની પ્રસ્તાવનામાં, તથા નિબંધ ૧ તથા ૨ માં જણાવેલી હકીકત પરથી જણાય છે કે —' ભૃગુ જાત ' મૂળ

અગ્નિપૂજક હતી. જે મૂળ યુરોપમાં ( એશિયાખંડની ઉત્તરમાં ) આવેલા ફિન્લૅન્ડ શહેરની હોવાનું અનુમાન થાય છે. ત્યાંથી ખુશકીમાર્ગે એશિયામાઇનરમાં આવી. ત્યાંથી પ્રેસ વગેરે જગ્યાએ થઇને, હિંદુસ્તાનની ઉત્તર તરફ કાશ્મિર સિંધને રસ્તે થઈ ગુજરાતને રસ્તે અત્રે ( ભરૂચ ) આવી હશે. તેમાં ભૃગુઋષિ પ્રખ્યાત ઋષિ હોવાથી એ જાત તેમના નામથી ઓળખાવા લાગી હશે. હવે ભૃગુ ક્યારે આવેલા હશે તે બાબત પણ અત્રે વિવેચન કરવું મુશ્કેલ છે. છતાં એટલું તો અનુમાન થાય છે કે ઇ. સ પૂ. ૨૦૦૦ પહેલાં એ ઋષિ અહીં આવેલા હશે. કારણકે ભૃગુઋષિના વંશમા પાંચમી પેઢીમાં એ પરશુરામે હૈહય ( ગોન્ડ ) લોકોને હરાવ્યાની વાત દેવી ભાગવત અને ગુજરાત ગેઝેટિયરમાં વર્ણવેલી છે. ભૃગુઋષિ અહીં કેટલો વખત રહેલા ને ક્યારે ગુજરી ગયા એ ઐતિહાસિક દષ્ટિએ જણાવવું મુશ્કેલ છે. આ ઇતિહાસના પ્રકરણ ૩ માં ભૃગુઋષિ વિષેની કેટલીક હકીકત વર્ણવવામાં આવેલી છે. તેથી અહીં ટૂંકમાં જણાવેલી છે. ભૃગુઋષિનું મંદિર ભરૂચમાં અસલ શહેરની પૂર્વમાં નદીકિનારે આવેલું છે. કાઠિયાવાડમા માંગરોલ સ્ટેટની હદમાં નોળી નદીને કિનારે આવેલું કામનાથનું મંદિર છે, જે અસલના વખતમાં

ભૃગુઋષિનો મઠ હોવાનું જણાવવામાં આવે છે, જે એમાંના શિલાલેખ પરથી જણાય છે. ભૃગુઋષિને એક દીકરા ચ્યવનઋષિ હતા તેમનું વર્ણન આગળ આવશે.

**ચ્યવનઋષિ**

આ ઋષિ, તે ભૃગુઋષિના દીકરા હતા, જે પુલોમા નામની સ્ત્રીને પેટે જન્મેલા. ચ્યવન ઋષિના નામથી કાઠિયાવાડમાં સૂતરાપાડામાં ચ્યવન કુંડ મશહુર છે, જે તેમણે કેવી રીતે બંધાવ્યો હતો તે વિષેની હકીકત ગુજરાત સર્વસંગ્રહ નામની ગુજરાતી ઐતિહાસિક ચોપડીમાં નીચે મુજબ વર્ણવેલી છે:—

" ચ્યવન ઋષિ ચ્યવન કુંડ ઉપર ઘોર તપશ્ચર્યા કરતા હતા. તે એવી કે તેમના માથા પર વલ્મીક બાઝયા હતા. વૈવસ્વત મનુનો પુત્ર રાજા શર્યાતિ પોતાની સ્ત્રી તથા પુત્રી સુકન્યા તથા લાવલશ્કર સાથે અહીં આવી પહોંચ્યો. રાજાની કુંવરી અને તેની દાસીઓ દરિયાકિનારા ઉપર ફરતાં હતા તેવામાં તેમણે એક વલ્મીક ( રાફડો ) દીઠો. તેની અંદર કાંઇ ચકચકતું હતું, તેથી તેમાં તેણે ઘાસની સળી લઇ ઘોંચી. સળી પાછી ખેંચતાં લોહીવાળી દીઠી, તેથી ગભરાઇને તેણે પોતાની દાસીઓને તે વલ્મીક તોડી પાડવાનું કહ્યું.

દાસીઓએ તેમ કર્યું તો અંદરથી ઋષિ તપશ્ચર્યાથી દુબળા થઈ ગયેલા નીકળ્યા અને તેમની બંને આંખ ફૂટી ગયેલી દીઠી. કુંવરીએ તેમને નમસ્કાર કરી ક્ષમા માગી કહ્યું, મને ખબર ન હતી કે તમે અહીં હશો. હું તમારી સાથે જ વરીશ ઋષિએ કહ્યું હું વૃદ્ધ છું, માટે તું કોઈ બીજા રૂપાળા જુવાન સાથે વેરે વર. એટલામાં એનાં માબાપ તથા નોકરો બધાં માંદાં પડયાં, તેની ખબર એક નોકરે દોડતાં દોડતાં આવી કુંવરીને કહી; પણ કુંવરીએ કહ્યું હું તો ઋષિ પાસેથી ખસીશ નહીં. કુંવરીની શ્રદ્ધાથી ઋષિ ખુશી થયા ને તેનાં માબાપ વગેરેને આરામ કર્યો. આથી રાજાએ તેને ઋષિને પરણાવી આપી. ઋષિ અને ઋષિ-પત્ની અહીં રહેતાં હતાં, એવામાં અશ્વિનીકુમારે અહીં આવી ઋષિને કહ્યું કે ઇંદ્ર અમને યજ્ઞભાગ આપતો નથી. ઋષિએ જવાબ દીધો કે તમે મારી આંખો સારી કરી આપો ને મને તરુણ વયમાં આણો તો હું તમને ઇંદ્ર પાસે યજ્ઞમાં ભાગ અપાવું. તેમણે એ વાત કબૂલ રાખી, ઋષિને એક કુંડ બાંધી તેમાં નાહવાનું કહ્યું. ઋષિએ એ પ્રમાણે કર્યું એટલે તે તરુણ વયના થયા અને આંખે પણ દેખાયું. આથી એ કુંડનું નામ ચ્યવન કુંડ પડયું. પછી ઋષિએ ઇંદ્રની પાસે અશ્વિનીકુમારોને યજ્ઞમાં ભાગ અપાવ્યો."

ચ્યવનઋષિ ભરૂચ ( ભૃગુકચ્છ )માં કેટલો વખત રહેલા ને ક્યારે ગુજરી ગયેલા તે જણાવવું મુશ્કેલ છે.

**રામજીબાબા**

આસરે ૩૦૦ વર્ષ પહેલાં આ ઋષિનો જન્મ એક ગુર્જર વંશમાં થયો હતો. તેમના પિતા હોશંગાબાદના ધાનાવડ ગામના રહેવાસી હતા, જ્યાં તે ખેતીથી ગુજરાન ચલાવતા. રામજીબાબાને નાનપણથી પરમેશ્વરની ભક્તિનો શોખ હોવાથી તે સંત મહાત્માઓની સોબતમાં પોતાનો વખત ગાળતા. એક વખત જ્યારે પોતે ખેતરમાં હળ ચલાવતા હતા, ત્યારે ઓચીંતો ચડડડ અવાજ થતાં પાછળ ફરીને જોયું તો જમીનને લોહીથી ખરડાયલી જોઈ. ( એટલે બળદને વાગવાથી અગર પરોણી ઘોંચવાથી લોહીલુહાણ થવાને કારણે તેનું લોહી જમીન પર પડતું જોવામાં આવ્યું. ) આવી રીતે ખેતીથી જીવહિંસા થતી જોઈ પોતે ખેતી કરવી છોડી દીધી. બાદ તંબાકુ વેચીને પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. તેઓ પોતાનો બધો વખત પરમેશ્વરની યાદમાં ગાળતા. દુકાને તંબાકુ ને ત્રાજવાં રાખી મૂકતા ને પોતે છેટા બેસીને પ્રભુનું ભજન કરતા. ઘરાક દુકાને આવે તે પોતાને હાથે તંબાકુ તોળી લેતો ને તબાકુની કિંમત ત્યાં મૂકી દેતો. એક વખત થોડાક ચાલાક માણસોએ

ઋષિના ભજનનો ખોટો લાભ લેવા ધારી, પોતાને જોઈતી તંબાકુ તોળી લઇ કિંમતથી અર્ધાં નાણું દુકાને મૂકી ઘેર ગયા. જ્યાં તંબાકુ તોળી જોતાં તેનું વજન અર્ધાથી ઓછું થયું. જેથી તેમની ચાલાકી વ્યર્થ ગઇ ને પોતે ઋષિજીની ક્ષમા માગી, તેમના શિષ્ય થયા. એ કારણે લોકોમાં તેમની પ્રખ્યાતિ થતાં શિષ્યોની સંખ્યા વધી, જેને તેમનાં ભજન તથા ભક્તિનો લાભ મળવા લાગ્યો. આવી રીતે જનસમાજને પોતાની હાજરીથી લાભ આપ્યા પછી કેટલાંક વર્ષો પછી રામજીબાબાએ જીવતાં સમાધિ લેવાનો વિચાર કરતાં પોતાના હજારો શિષ્યોની હાજરીમાં પ્રભુનું ભજન કરતાં સમાધિમાં દાખલ થઇ, સમાધિ બંધ કરી દેવા આજ્ઞા કરતાં શિષ્યોએ તે બંધ કરી દીધી. હાલમાં ધાનાવડમાં તથા હોશંગાબાદ વગેરેમાં એમની સમાધિની સ્થાપના કરેલ મોજૂદ છે. રામજીબાબા પોતાની જિંદગીમાં નર્મદાતટ ( કિનારા ) પર રહેતા હતા.

---

## પ્રકરણ ૧૧

### ઇસ્લામી સમયના કેટલાક ઓલિયા

હજરત બાબા રયહાન, મખદૂમ સૈયદ શરફુદ્દીન મશહદી, હજરત સૈયદ એહમદ એદ્રુસ.

આ સંત પુરુષનું નામ સૈયદઅલી હતું. તે બગદાદ પાસે રયહાન ગામના સૈયદ કુળમાંથી ઊતરી આવેલા હોવાથી, 'બાબા રયહાની' તરીકે અહીં ઓળખાય છે.

હજરત બાબા રયહાન હી. સ. ૩૦૮ અથવા „ ૪૯૨

ઇસ્લામી પ્રચારક તરીકે આ તરફ એ પહેલા સંત પુરુષ કહેવાયછે, જે હી. સ. ૩૦૮ અથવા ૪૯૨ માં પોતાના ચાળીસ સાથીઓ સાથે (જેમાં પોતાના ભાઈઓ-સૈયદ ઇસા સૈયદ મુસા-સૈયદ રયહાન, સૈયદ હુસેન વગેરે મળી હતા) આ તરફ આવેલા હોવાનું માનવામાં આવે

છે. એમના આવવાની સાલમાં તફાવત છે ફારસી તથા ઉર્દૂ ઐતિહાસિક ચોપડીઓમાં એમના આવવાની સાલમાં તફાવત છે. પારસી તથા ઉર્દૂ અતિહાસિક ચોપડીઓમાં એમના આવવાની સાલ હી. સ. ૩૦૮ ગણવામાં આવે છે, ને ' ફોર્બ્સ ઓરિએન્ટલ મેમોયર ' નામના ઐતિહાસિક અંગ્રેજી ગ્રંથમાં હી. સ. ૪૯૨ ઇ. સ. ૧૦૭૮ વર્ણવેલી છે. ગમે તેમ હોય તોપણ એમને ઘણા જૂના સંત પુરુષ ગણવામાં આવે છે. જ્યારે એ અહીં આવેલા ત્યારે અહીં ( ભરૂચ ) પર કોઈ હિંદુ રાજા રાજ્ય કરતો હતો. રાજાને એમના આવ્યાની ખબર થતાં, પોતાના કુંવર રાયકરણને લશ્કર સાથે તેમની સાથે લડવા મોકલ્યો. બાબા રયહાન સાહેબની કરામતને લીધે કુંવર મજકુરે ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો અને તેનું નામ મલેક મોહમદ રાખ્યું, ને તેની બહેન કુંવરી ભાગાએ પણ પોતાના ભાઇ સાથે ઇસ્લામી ધર્મ સ્વીકારતાં ઝેબુન્નિસા નામ રાખવામાં આવ્યું. બાબા રયહાન પીરની મદદમાં કુંવર મજકુર પોતાના પિતાના લશ્કર સામે લડવા જતાં બીજા મુસલમાનો સાથે સહીદ થયો હતો ( માર્યો ગયો હતો ). જે પછી બાબા રયહાન સાહેબ સાથે સુલેહ થતાં તેમણે ભરૂચમાં કેટલોક વખત રહી ઇસ્લામી ધર્મનો પ્રચાર તેમણે કરેલો. બાબા રયહાન સાહેબની કબર

શહેરની ઉત્તર દિશાએ મહેમદપુરા રેલ્વે સ્ટેશનની સામેના ટેકરા પર આવેલી છે, અને તેમના ભાઈઓ અને સાથીઓની કબરો તેમજ કુંવર રાયકર્ણ–ઉર્ફે મલેક મોહમદ અને કુંવરી ભાગા ઉર્ફે ઝેબુન્નિસ્સાની કબરો પણ પાસે પાસે આવેલી છે. એ જગ્યા બાબા રયહાન સાહેબના નામથી ઓળખાય છે. જ્યાં દરવર્ષે ઉરસ ભરવામાં આવે છે.

હઝરત મખ્દુમ સૈયદ શરફુદ્દીન મશહદી વફાત હી. સ. ૮૦૮- ઇ. સ. ૧૪૦૫-૦૬

આ સંત પુરુષનો જન્મ હી. સ. ૯૨૪ – ઇ. સ. ૧૩૨૭–૨૮ માં ઇરાન દેશના શહેર ' મશહદ ' માં થયો હતો જેથી પોતે મશહદી પીર તરીકે ગુજરાતમાં અને ખાસ કરીને ભરૂચમાં ઓળખાય છે. એમના પિતાનું નામ અલા-ઉદ્દીન હતું, જેઓ ઊંચા સૈયદ કુળના બુજરગ હતા.

મશહદી પીરનું નામ સૈયદ હસન, ને લકબ (ઉપમા) ' શરફુદ્દીન ' હતું. જુવાનીમાં તેમણે સારું જ્ઞાન સંપાદન કરેલું હોવાથી પોતે સારા વિદ્વાન હતા. અને ખાસ કરીને ફિલસૂફીમાં સારા પ્રવિણ હતા. જુવાન વયમાં પોતે પોતાના બુજરગોના ઘરનો ત્યાગ કરી હિંદુસ્તાન તરફ નીકળી પડેલા. પંજાબમાં ઊચ્ચ શહેરમાં આવી પહોંચતાં – ત્યાંના જગપ્રસિદ્ધ બુજરગ

— હઝરત મખદૂલ જલાલુદ્દીન બુખારી જે હઝરત મખદૂલ જહાનિઆં – જહાગસ્ત' ના નામથી તમામ હિંદુસ્તાનમા મશહુર છે – તેમનાથી મુલાકાત થતાં તેમના મુરીદ થયા હતા. પાછળથી તેમની દીકરી સાથે લગ્ન કરેલા જે ગુજરી જવાથી તેમના પૌત્ર ( દીકરાની દીકરી ) સાથે પરણેલા. જેમના વંશથી અહીંના તથા એહમદાબાદના મશહદી સાદાતો છે.

મખદૂમ શરફુદ્દીન મશહદી સાહેબ ભરૂચમાં કેવી રીતે પધારેલા, ને ત્યાનુ ઇનામી ગામ મોજે મખદૂમપૂર ( જે તેમના નામથા મશહુર છે ) કેવી રીતે વસાવવામા આવ્યું તે વિષે આપણને કેટલીક હકીકત ગુજરાતના પ્રખ્યાત ફારસી ઇતિહાસ મીરાતે એહ મદી, ફારસી ફરમાન, અને વહીવચાની ચોપડી વગેરે પરથી જાણવાની મળે છે, જેનો ટૂંક સાર લખવો મુનાસબ લાગે છે—

મશહદી પીરને પોતાના ગુરુ હઝરત જહાનિયા સાહેબ તરફથી, ગુજરાત તરફ આવતી વખતે એક દાતણની લાકડી આપવામા આવતા ફરમાવેલું કે એ લાકડી રોપતા જ્યા ઊગી નીકળે ત્યા તેમણે વાસો કરવો. મશહદી પીર નર્મદાકિનારે આવી પહોચતા તે લાકડી તેમણે ત્યા રોપતા ઊગી નીકળી, તેથી

તેમણે ત્યાં મુકામ કર્યો. લોકવાયકા મુજબ હાલમાં મખદૂમપુર ગામે જ્યાં એમની કબર આવેલી છે ત્યાં આગળ તેમણે લાકડી રોપી હતી, ને જે લાકડી હતી તે ખીરના ઝાડની હતી.

મખદૂમપુર ગામ વસાવ્યા બાબતની હકીકત એવી છે કે જ્યારે લરૂચમાં મશહદી પીર પધારેલા ત્યારે કોઈ શાલીવાહન નામનો હિંદુ રાજા રાજ્ય કરતો હતો. જેણે તેમના પોતાના ચેલાઓ વગેરે સાથે પધારેલા જાણી શરૂમાં તેમની સાથે લડાઈ કરવા ઈરાદો કરેલો, પણ પાછળથી મુલાકાતે જતાં તેમની કરામતો પર પ્રસન્ન થતાં, તેની પાસેથી કાંઇ માગવા અરજ કરી. મખદૂમશાહ પીરે જણાવ્યું કે, જે જગ્યાએ પોતે થોભેલા છે તે તેમને રાજાએ આપવી. રાજાએ ઉત્તર વાળ્યો કે જો તે બક્ષિસ માગતા હશે તો તે ખુશીથી આપવા તૈયાર છે, પણ જો તે વેચાતી માંગતા હશે તો તેમણે ૭૦૦ ટોપલા મહોરો ભરી આપેથી આપશે. મખદૂમશાહે એ જમીન વેચાતી માંગી ને રાજાના માણસોને ૭૦૦ ટોપલા એક ખૂણામાંથી ખોદી લઇ લેવા જણાવ્યું. જેમ કરતાં મહોરો નીકળવાથી રાજા ઘણો ખુશ થયો હતો. તે જમીન વેચાતી લઇ, ત્યાં ગામ વસાવ્યું જે હાલમાં મખદૂમપુરના નામથી પ્રખ્યાત છે.

આ ગામ શહેરની પૂર્વમાં રેલ્વે સ્ટેશનથી આશરે અડધો માઇલ હશે. આ જ નામથી એક બીજું ગામ કાઠિયાવાડમાં માંગરોલ સ્ટેટની પાસે જૂનાગઢની હદનું – મખદૂમપુર આવેલું છે, જે ગામ હઝરત મખદૂમ સૈયદ સિકંદર અને હઝરત મખદૂમ જહાંનિયા જહાંગસ્તના શિષ્યે હઝરત જહાંનિયાનાં નામથી આબાદ કરેલું છે જે તેમના સજ્જાદાનશીન સૈયદ અમીરમીઆં સાહેબ તિરમિઝી સાહેબ જાગીરદારના કબજામાં છે. મખદૂમ શરફુદ્દિન સાહેબનો ઉરસ દર વર્ષ મખદૂમપુરમાં ભરાય છે. જ્યાં શહેરના મુસલમાન લોકો અને ખાસ કરીને ડભોઇઆ મુસલમાનો વધારે જાય છે આ ઉરસમાં મખદૂમપુરના માછીઓ પણ દીવો સળગાવવામાં ભાગ લે છે, જેને માટે મશહુર છે કે એ લોકો મખદૂમશાહ મશહદી સાહેબની સાથે પાલખી ઉંચકી લઇ આવનારમાંની ઓલાદમાંના છે, જે કારણથી એમની દરગાહ પર ઘણી શ્રદ્ધા રાખે છે.

હઝરત સૈયદ એહમદ એદ્રુસ–વફાત હી. સ. ૯૦૨ –ઇ. સ. ૧૬૬૫–૬૬

આ સંત પુરુષનું નામ સૈયદ એહમદ અને પિતાનું નામ સૈયદ શરીફ શેખ હતું. એમનું કુટુંબ એદ્રુસી સૈયદના નામથી ગુજરાતમાં મશહુર છે, જે અરબસ્તાનમાં આવેલા તરીમ

શહેરથી ઊતરી આવેલું છે. શરૂઆતમાં એમના પિતા હઝરત સૈયદ શરીફ શેખ ( જે હઝરત બિન શેખની ઉપમાથી ઓળખાય છે ), અમદાવાદના સુલતાન મુઝફ્ફર હલીમ ( ઇ. સ. ૧૫૧૧–૧૫૨૬ )ના સમયમાં—ગુજરાતમાં પધારેલા. તેમને મળવા માટે હઝરત સૈયદ એહમદ સાહેબ અહમદાબાદ પધારેલા, જ્યાં થોડો વખત રહી, એદ્રુસી ખાનદાનમાં ખિલાફત મેળવી, ભરૂચમાં પધારેલા. જુવાનીથી એમને ખુદાની ઈબાદતનો ઘણો શોખ હતો, ને હંમેશા પ્રાર્થનામાં લીન રહેતા. વધારે ઈબાદત ( પ્રાર્થના ) કર્યાથી પોતે મસ્ત થઈ જતા ને ખુદાની હમ્દ ( તારીફ ) પોતાનું ડફ વગાડીને એટલા જોરથી કરતા કે તે ફાટી જતું. અરબમાં ડફ વગાડવાનો રિવાજ છે, એટલે પોતે પણ ડફ વગાડી ખુદાની હમ્દ કરતા. તેમને બુંદના કાવાનો ઘણો શોખ હતો એટલે જરા જરા વારમાં કાવો માગતા.

એમની કરામતો ઘણી છે, પણ ટૂંકમાં અહીં એક જણાવવાની જરૂર જણાય છે. તે એ છે કે હી. સ. ૧૦૨૨ માં ઇ. સ. ૧૬૧૪માં જ્યારે પોર્ટુગીજ લોકોએ — ભરૂચને ત્રીજી વખત લૂંટવા ઇરાદો કરી, દરિયાવાટે ચડાઇ કરેલી, ત્યારે લોકો ગભરાઇને તેમની પાસે દુઆ કરાવવા દોડી આવ્યા. લોકોએ અરજ કરતાં,

પોતે બેઠેલા હતા, તે તેમની અરજ સાંભળી પથારીમાં આરામથી સૂઇ ગયા — લોકો આવી રીતે જોઇ – ફિકરમા પડી ગયા કે હઝરત એદ્રુસસાહેબ તો દૂઆ કરવાને બદલે નિરાંતથી સૂઇ જાય છે અને એમ કરવાનું શું કારણ હશે ? પણ પાછળથી જ્યારે પોર્ટુગીઝ લોકો શહેરમાં વધુ નુકસાન કર્યા વગર ચાલ્યા ગયેલા તે જાણવામાં આવતાં તેમનાં ધ્યાનમાં આવેલું કે તે કૃત્ય કરવાની મતલબ એ હતી કે ખુદાની મહેરબાનીથી વધુ નુકસાની નહી થશે.

એદ્રુસ સાહેબની જાતથી લોકોને ઘણો ફાયદો થતો. તેઓ લોકોનાં દુઃખો ટાળતા, તેમને માટે દુઆ કરતા. હી. સ. ૧૦૨૪ માં–૧૬૧૫–૧૬માં એ બુજરગ ભરૂચમાં ગુજરી ગયા. કબર પર હાલમાં રોજો ચણાવેલો છે, જે જગ્યા એદ્રુસ સાહેબની દરગાહના નામથી ઓળખાય છે, ને તે પારેનો મહોલો એદ્રુસ સાહેબનો મહોલો કહેવાય છે, એમનો ઉરસ ભરૂચમાં– દરવર્ષે શાબાન માસની તા. ૧૪ મીએ તેમના સજ્જાદાનશીન અને ઓલાદમાં ના. જ. સૈયદ જાફર સાહેબ વા. સૈયદ ઝેનુઆબેદિન સા. ની તરફથી થાય છે. એદ્રુસ સાહેબના ખાનદાનમાં બે ગામ ઇનામી પળાય છે.

## પ્રકરણ ૧૨

---

## શહેરના કેટલાક નામાંકિત મુસલમાન વિદ્વાન મહાપુરુષો.

અલ્લામા હસન બદરૂદ્દીન બિન નૂહ ભરુચી, અલ્લામા શાહ સિબગતુલ્લાહ ભરુચી, અલ્લામા હઝરત ઈસ્હાક ભરુચી.

આ વિદ્વાન પુરુષનું નામ હસન ને ઉપમા બદરૂદ્દીન હતી તેમના પિતાનું નામ નૂહ હતું. જે યુસુબ બિન મોહમદ બિન આદમ અલ-નહંદી લાખાતના દીકરા હતા. અલ્લામા હસન ભરુચના વતની હતા. ને તેમની પેદાશ હી. સ. ૮૯૦ માં ઈ. સ. ૧૪૮૪-૮૫ માં થયેલી. એમના પિતા એક પૈસાદાર

અલ્લામા હસન નૂહ ભરુચી. વફાત. હી. સ. ૯૩૯ ૧૧, ઝિલ-કદ- ઇ. સ. ૧૫૩૩

વેપારી ગૃહસ્થ હતા; છતા પોતે યમન જેવા દૂર શહેરમાં તાલીમ માટે કષ્ટ વેઠી, તે વખતની- વહાણની સાહસવાળી મુસાફરી ( કે જે જમાનામાં હાલના જમાના સવડો નહીં હતી ) કરી અરબીમાં ઘણી કાબેલીઅત અને પ્રખ્યાતી મેળવેલી અને ખાસ કરીને ધાર્મિક વિષયોમા સારું જ્ઞાન સંપાદનક રેલુ. એમની ઇલ્મી કાબેલીઅતને લીધે, તે વખતના આખા હિંદ અને સિંધના મુસલમાન શિયા ફાતમી ઇસ્માઇલી પંથના નાયબે દાઇ ( દાઇ—મુલલક—ધર્મગુરુના હાથ નીચેના હોદ્દા પર ) તરીકે અલ્લામા હસન બદરૂદ્દીન બિન ઇદ્રીસ ( કે જેમની વફાત હી. સ. ૯૧૮—ઈ. સ. ૧૫૧૧-૧૨ માં થયેલી છે. ) ની તરફથી મુકરર કરવામાં આવેલા.

અલ્લામા હસને પોતાના હાથથી અરબીમાં લખેલી ૭ કુત વાલી કિતાબ ' અલ-અઝહર ' ના મુકદમામાં પોતે ભરૂચથી યમન સુધી કેવી રીતે ગયેલા, ને ત્યાં તાલીમ કેવા સંજોગોમાં, પોતે હાંસીલ કરેલી તેની હકીકત વિદ્યાર્થી વર્ગને માટે એક ધડારૂપ હોવાનું જણાવાથી અત્રે તેનો ટૂંક સારવાળો ગુજરાતી તરજૂમો જણાવવા મુનાસબ લાગે છે જે નીચે મુજબ છે:—



ભરુચ, ફુરજાનો દેખાવ.

" ભરૂચમાં મારો જન્મ થયા પછી, થોડો વખત હું મારા માતપિતાના આસરામાં રહેલો. જે પછી મને યમનની ગાદીના ધર્મ ગુરુ ( દાઇ મુતલક )ની પાસે ભણવા મોકલવાનું થતાં, હું મારું શહેર ( ભરૂચ ) છોડી દઈ, મોટા વિચારોના ઉમંગમાં દુનિયાની લાલચો છોડી દઇ, મારા માતપિતાથી છૂટા થઇ યમન જવા તૈયાર થયેલો. તે વખતે આખા હિંદુસ્તાનના શિયા-ફાતમી પંથના ધર્મગુરુ અલ્લામા હસન બદરૂદીન બિન ઈદ્રીસ યમનની ગાદી પર હતા. પોતે યમન પહોંચ્યા પછી મજકુર અલ્લામા મને પોતાના આશરા હેઠળ ( પોતાની જાતિ દેખરેખમાં ) લઇ, મારા પર માતપિતા કરતાં વધુ વહાલ રાખવા લાગ્યા. મેં તેમની પાસે ધાર્મિક અને ઐતિહાસિક શિક્ષણ લેવાનું શરૂ કર્યું, જે મેં કષ્ટ ને ખંતથી મેળવ્યું. બધા વિષયોના અર્થ સમજવાની હું ઘણી મહેનત કરતો, તે એટલે સુધી કે ખાવાપીવાનું હું જરૂરપૂરતું લેતો. કપડાં પણ જરૂરપૂરતાં પહેરતો. ત્યાં મેં આળસુપણું ને અદેખાઇ ( જે મોટે ભાગે એક શિષ્યમાં બીજા શિષ્ય તરફ શિક્ષણ લેવા માટે હોય છે ) બાજુએ મૂકી દઇ મારા વિષયો શીખવા માટે પ્રયત્ન કરેલો. જરૂરપૂરતું જ્ઞાન મેળવ્યા પછી, ઊંચું જ્ઞાન મેળવવા વિચાર કરી મારા ગુરુને મેં મારો વિચાર જણાવ્યો. જે પરથી

તેમણે મને ધીરજ રાખવા જણાવ્યું. તે મુજબ મેં મારો પ્રયત્ન જારી રાખ્યો. જ્યારે મેં એ વિષયોમાં સારી પ્રવીણતા મેળવી ત્યારે તે, મારી કસોટી કરવા સારુ ઊલટા સવાલો મને પૂછતા. જેથી હું મારું મન સ્થિર રાખી તેના રદિયા આપતો. તેથી તે ઘણા હરખાતા, ને મારા જવાબોથી, તેમજ મેં મેળવેલા "જ્ઞાનથી તેમની ખાત્રી થતી (જે પરથી) તે "મને જણાવતા કે, 'તેમનું મન મેં મેળવેલા જ્ઞાનને લીધે નચિંત થયું છે." આ શબ્દોથી હું મારા મનમાં ઘણો ખુશી થતો ને ખુદાનો પાડ માનતો.'

અલ્લામા હસન નૂહ હી. સ. ૯૩૯ ના ઝિલકદની ૧૧ મી તારીખે એટલે ઈ. સ. ૧૫૩૩માં યમનમાં ગુજરી ગયા. જો તે વધુ વખત જીવ્યા હોત તો, યમનની ગાદી પર દાઈ મુતલક તરીકે ચુંટાયા વગર રહેત નહીં.

આ વિદ્વાન મહાપુરુષનો જન્મ હી. સ. ૯૫૨ — ઈ. સ. ૧૦૫૫-૫૬માં ભરૂચમાં થયો હતો. એમનું નામ સિબગતુલ્લાહ ને ઉપમા મુજહદે દિન હતી. એમના પિતાશ્રીનું નામ

અલ્લામા સૈયદ સિબગતુલ્લાહ ભરૂચી. વફાત ઈ. સ. ૧૬૦૬-૦૭

સૈયદ એહમદ ને ઉપમા જમાલુલ્લાહ હતી.

એમનું કુટુંબ ઇરાન દેશના અસફહાન શહેરથી અત્રે આવેલું. એમનાં માતુશ્રી અહીંના હઝરત સૈયદ કમાલ ભરૂચી ( જેમની વફાત હી. સ. ૮૮૧ માં થઇ છે ) નાં દીકરી થતાં હતાં. પોતે સમજણા થયા પછી અમદાવાદના પ્રખ્યાત બુઝુર્ગ અને અલ્લામા હઝરત સૈયદશાહ વજીહુદ્દિન અલવી, નામના વિદ્વાન સંત પુરુષના મદ્રેસામાં ( કે જે મદ્રેસા ગુજરાતમાં એક મોટી વિદ્યાપીઠ ગણાતી, ને ઘણા વિદ્વાન સંત પુરુષોએ લાભ લીધેલો ) મોકલવામાં આવેલા. જ્યાં ૯ વર્ષ રહી જાહેર ભાષાઓનું સારું જ્ઞાન સંપાદન કર્યા પછી ફિલસૂફીમાં પ્રવિણુતા મેળવી પોતાના ગુરુની રજાથી ભરૂચ શહેરમાં પધાર્યા હતા. અહીં થોડો વર્ષ રહ્યા પછી મક્કા શરીફ હજ માટે ગયા હતા. હજ કર્યા પછી મદીના શરીફમાં જનસમાજની સેવા કરવાના ઇરાદાથી ત્યાં થોભેલા ને પોતાના ઇલ્મી ભંડારથી ઘણા વિદ્વાન પુરુષોને ફાયદો પહોંચાડેલો.

અરબસ્તાનમાં રહેલા તે વખતે તેમણે હઝરત મહમદ ગૌસ ગ્વાલિઅરીની પ્રખ્યાત કિતાબ જવાહિરે-ખમસાનો અરબીમાં તરજૂમો કરેલો. મદીના શરીફમાં એમની વફાત હી. સ. ૧૦૧૫- ઇ. સ. ૧૬૦૬-૦૭ માં

થઈ હતી જેથી જન્નતુલ-બકી નામની પ્રખ્યાત જગ્યામાં તેમને દફન કરવામાં આવ્યા છે.

હઝરત અલ્લામા ઈસ્હાક ભરૂચી. ઇ. સ. ૧૬૬૧-૬૨

આ સંત પુરુષનું નામ ઇસ્હાક હતું. તેમના પિતાશ્રીનું નામ હ. અબ્દુલ વહાબ હતું. એમનું કુટુંબ ઘણું કરીને બીજાપુર તરફથી અહીં આવેલું. એમનો જન્મ ક્યારે થયેલો ને ક્યારે અહીં પધારેલા તે જણાવવું મુશ્કેલ છે એ ઘણા વિદ્વાન હતા. એમણે મૌલાના અબ્દુલ ગની ( હ. અલ્લામા શાહ વજીહુદ્દીનના શિષ્ય ) થી વિદ્યા મેળવી હતી. પોતાની આખી જિંદગી જનસમાજની સેવા અને તાલીમ ( જ્ઞાન આપવા ) પાછળ કાઢી હતી, ને પોતે મદ્રેસાવાળી જગ્યા ( કોટમાં બેગમવાડી પાસે) માં રહી વખત કાઢેલો. જ્યાં સારા સારા ગૃહસ્થો અને વિદ્વાન પુરુષોએ જ્ઞાન મેળવેલું. આ મદ્રેસા હાલ સુધી એમના નામથી શહેરમાં પ્રખ્યાત છે, ને શહેરમાં ' ઇસહાકપરું ' ( મહોલો ) એ સંત પુરુષના નામથી આબાદ થયેલું છે. શહેરમાં મદ્રેસા નામે ઓળખાતી જગ્યામાં ' ઇસહાકીઆ મુસ્લિમ બોર્ડીંગ ' પણ ભરૂચના અગ્રેસર જાગીરદાર સરદાર સૈ. પીરસાહેબના પ્રયાસથી, પ્રખ્યાત માજી કલેક્ટર મિ. ઓટો રોથ-

ફ્રીલ્ડના વખતમાં મુંબઈના નામદાર ગવર્નર સાહેબના હાથે ખોલવામાં આવી હતી. આ વિદ્વાન પુરુષે તંબાકુની બદી ( વિરુદ્ધ ) માં અરબી ભાષામાં એક રિસાલો લખેલો છે. હી. સ. ૧૦૭૨ – ઇ. સ. ૧૬૬૧–૬૨ માં એમની વફાત થઈ હતી, ને મદ્રેસા પાસેની જગ્યામાં દફન કરવામાં આવેલા છે. તેમનો ઉરસ રબીઉલઅવ્વલમાં થાય છે.



## પ્રકરણ ૧૩

---

### રાહેરની જાણવાલાયક જગ્યાએ

ભૃગુઋષિનું મંદિર, દશાશ્વમેધની જગ્યા, શહેરનો કોટ, મદ્રેસા મસ્જિદ, પારસીઓનું જૂનું દોખમું, વલંદાની કોઠી, વલંદાની કબરો, જર્નલ વેડર્નબર્નની કબર.

**ભૃગુઋષિનું મંદિર**

આ મંદિર જોકે નવી બાંધણીનું છે, છતાં ભૃગુ-ઋષિ એક વેદના જમાનાના ઋષિ (ઇ. સ. પૂ. ૨૦૦૦–૧૦૦૦ દર મ્યાનના) હોવાને લીધે, એની ખ્યાતિ થએલી છે. લોકવાયકા મુજબ અસલ એ જગ્યાએ ઋષિ આવીને રહેલા જેથી તેમના સ્થાન તરીકે ઓળખાતી હતી. આ જગ્યા નર્મદા નદીને

કિનારે, ને શહેરની પૂર્વમાં બહારની ઊંડાઈ નજદીક આવેલી છે.

**દશાશ્વમેધ** આ જગ્યા શહેરમાં સોમનાથ મંદિર પાસે નદી-કિનારે આવેલી છે. અહીં હિંદુ શાસ્ત્રો મુજબ દશ અશ્વમેધ થયેલા હોવાને કારણે એની પવિત્રતા હિંદુઓમાં વધારે ગણવામાં આવે છે જે વિષે પુરાણોમાં વર્ણન કરેલું છે કે 'બળીરાજાએ દશ ઘોડાઓનો ભોગ આપતી વખતે (હિંદુ) દેવો બીધા હતા કે રખેને (તે રાજા) સૃષ્ટિ ભુજાવી દેશે. તેથી દેવે, **વામન**ના રૂપમાં બળીરાજા પાસે આવી, ૩ા ડગલાં જેટલી જમીન તેની પાસે (દાન તરીકે) માગી. રાજાએ તે માગણી કબૂલ કરી. તે પરથી **વામને** એક પગલામાં આખી **પૃથ્વી**, બીજા પગલામાં **આકાશ**, ને ત્રીજામાં પૃથ્વી નીચેનું **ભોંયતળિયું** (પાતાળ) માપી લીધાં. અરધું ડગલું બાકી રહેતાં, વામને બળીરાજાના માથા પર પગ મૂકી તેને પાતાળમાં દાબી દીધો. તેથી તેણે દેવ (વામન) ને પોતાના પર દયા કરવા પ્રાર્થના કરી. દેવે તેની પ્રાર્થના કબૂલ કરીને તેને વચન આપ્યું કે જ્યારે ઇંદ્રરાજાની મુદત પૂરી થશે ત્યારે તે તેને ઇંદ્રાસન અપાવશે, ને તે (દેવ-વામન) તેની સાથે (બળીરાજા)

દર ચોમાસામાં અષાઢ સુદિ ૧૧ થી તે કાર્તિક સુદિ ૧૦ સુધી ચાર માસ સાથે ગાળશે. એ જ કારણથી હાલ પણ હિંદુ માન્યતા પ્રમાણે — 'દેવ સૂતા છે' કહેવાય છે. આ માન્યતાને લીધે ભરૂચમાં દરેક માસમાં **અગિયારસ ને સોમવતી અમાસ** વધારે પવિત્ર ગણાય છે.

**શહેરનો કોટ**

આ કોટ અથવા કિલ્લો શહેરની આજુબાજુ મજબૂત જાતના પથ્થરોથી ચણાવેલો છે. ઊંચાણમાં હોવાને સબબે તેમજ તેની બાંધણી સારી હોવાને લીધે આપણને એની ખ્યાતિના અનેક ઐતિહાસિક દાખલાઓ આશરે ૬૦૦ વર્ષથી મળી આવે છે. ઇ. સ. ૧૪૫૧ માં (હી. સ. ૮૫૫) માં માળવાના સુલતાન મહમૂદ ખીલજીએ ગુજરાતના સુલતાન કુતબુદ્દીન મહમદશાહ (૧૪૫૧–૧૪૫૮) પર ગુજરાત જીતવા લગભગ ૮૦,૦૦૦ સવારો તથા પાયદળ લશ્કર સાથે ચડાઇ કરેલી, ત્યારે તેણે ભરૂચના (તે વખતના) કિલ્લેદાર મલેક સીદી મરજાન સુલતાનીને સંદેશો કહેવડાવતાં તેણે ભરૂચનો કિલ્લો નહીં સોંપતાં, સુલતાન મજકુરે શહેરને જીતવા વિચાર કરી, પોતાની સાથના સુલતાનપુરના હાકેમ અલ્લાઉદ્દીન સોહરાબને પૂછી જોયું જેથી તેણે જણાવ્યું કે

'શહેર (ભરૂચ) ને જીતવા માટે લગભગ છ થી સાત માસ થશે, ને તે માટે સુલતાનને જુદી જુદી જગ્યાએએ સુરંગો ફોડવી પડશે.' એ સાંભળી સુલતાને જણાવ્યું કે, 'તે અરસામાં તો પોતે તમામ ગુજરાતને જીતી લેશે.' આવી જ રીતના બીજા બે દાખલા ઇ. સ. ૧૭૪૧ની સાલના તથા ૧૭૭૧ના છે. એક જ્યારે દામાજીરાવ ગાયકવાડે ૧૭૪૧માં ભરૂચ પર ઘેરો ઘાલેલો ત્યારે કિલ્લાની મજબૂતીને સબબે, તેમજ નિઝામુલમુલ્કે ભરૂચ પોતાની જાગીરમાં હોવાનો સંદેશો (નવાબ નેકઆલમખાન ૨, ભરૂચના નવાબનો સંદેશો મોકલ્યાથી) દક્ષિણમાંથી મોકલાવતાં, ગાયકવાડે ઘેરો ઉઠાવી લીધો હતો. ને બીજો ભરૂચના છેલ્લા નવાબ મુઅઝ્ઝીઝખાન ઇમતિયાઝુદ્દૌલા પર, બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ મોટા લશ્કર તથા તોપો સહીત ચડાઇ કરેલી ત્યારે નવાબે ૧૭ દિવસ સુધી બહાદુરીથી શહેરનો બચાવ કરી જીત મેળવી હતી. આ કોટ કેટલા વર્ષનો જૂનો છે તે જણાવવું મુશ્કેલ છે, પરંતુ તેની બાંધણી ને મજબૂતીને સબબે આશરે ૨૦૦૦ વર્ષની ઇમારત હોવાનું માનવામાં આવે છે. કેમકે એની બાંધણી તથા પથ્થરોની જાત અત્રેની જુમા મસ્જિદના જેવી છે. ને જુમા મસ્જિદ એટલી પુરાતન ઇમારત માનવામાં આવે છે તો તે પણ એ જ અરસામાં બંધાયો

દર ચોમાસામાં અષાઢ સુદિ ૧૧ થી તે કાર્તિક સુદિ ૧૦ સુધી ચાર માસ સાથે ગાળશે. એ જ કારણથી હાલ પણ હિંદુ માન્યતા પ્રમાણે — ' દેવ સૂતા છે ' કહેવાય છે. આ માન્યતાને લીધે ભરૂચમાં દરેક માસમાં **અગિયારસ ને સોમવતી અમાસ** વધારે પવિત્ર ગણાય છે.

**શહેરનો કોટ**

આ કોટ અથવા કિલ્લો શહેરની આજુબાજુ મજબૂત જાતના પથ્થરોથી ચણાવેલો છે. ઊંચાણમાં હોવાને સબબે તેમજ તેની બાંધણી સારી હોવાને લીધે આપણને એની ખ્યાતિના અનેક ઐતિહાસિક દાખલાઓ આશરે ૬૦૦ વર્ષથી મળી આવે છે. ઇ. સ. ૧૪૫૧ માં ( હી. સ. ૮૫૫ ) માં માળવાના સુલતાન મહમૂદ ખીલજીએ ગુજરાતના સુલતાન કુતબુદ્દીન મહમદશાહ ( ૧૪૫૧–૧૪૫૮ ) પર ગુજરાત જીતવા લગભગ ૮૦,૦૦૦ સવારો તથા પાયદળ લશ્કર સાથે ચડાઇ કરેલી, ત્યારે તેણે ભરૂચના ( તે વખતના ) કિલ્લેદાર મલેક સીદી મરજાન સુલતાનીને સંદેશો કહેવડાવતાં તેણે ભરૂચનો કિલ્લો નહીં સોંપતાં, સુલતાન મજકુરે શહેરને જીતવા વિચાર કરી, પોતાની સાથના સુલતાનપુરના હાકેમ અલ્લાઉદ્દીન સોહરાબને પૂછી જોયું જેથી તેણે જણાવ્યું કે

' શહેર (ભરૂચ ) ને જીતવા માટે લગભગ છ થી સાત માસ થશે, ને તે માટે સુલતાનને જુદી જુદી જગ્યાઓએ સુરંગો ફોડવી પડશે. ' એ સાંભળી સુલતાને જણાવ્યું કે, ' તે અરસામાં તો પોતે તમામ ગુજરાતને જીતી લેશે. ' આવી જ રીતના બીજા બે દાખલા ઇ. સ. ૧૭૪૧ની સાલના તથા ૧૭૭૧ના છે. એક જ્યારે દામાજીરાવ ગાયકવાડે ૧૭૪૧માં ભરૂચ પર ઘેરો ઘાલેલો ત્યારે કિલ્લાની મજબૂતીને સબબે, તેમજ નિઝામુલમુલ્કે ભરૂચ પોતાની જાગીરમાં હોવાનો સંદેશો ( નવાબ નેકઆલમખાન ૨, ભરૂચના નવાબનો સંદેશો મોકલ્યાથી ) દક્ષિણમાંથી મોકલાવતાં, ગાયકવાડે ઘેરો ઉઠાવી લીધો હતો. ને બીજે ભરૂચના છેલ્લા નવાબ મુઅઝઝીઝખાન ઇમતિયાઝુદ્દૌલા પર, બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ મોટા લશ્કર તથા તોપો સહીત ચડાઇ કરેલી ત્યારે નવાબે ૧૭ દિવસ સુધી બહાદુરીથી શહેરનો બચાવ કરી જીત મેળવી હતી. આ કોટ કેટલા વર્ષનો જૂનો છે તે જણાવવું મુશ્કેલ છે, પરંતુ તેની બાંધણી ને મજબૂતીને સબબે આશરે ૨૦૦૦ વર્ષની ઇમારત હોવાનું માનવામાં આવે છે. કેમકે એની બાંધણી તથા પથ્થરોની જાત અત્રેની જુમા મસ્જિદના જેવી છે. ને જુમા મસ્જિદ એટલી પુરાતન ઇમારત માનવામાં આવે છે તો તે પણ એ જ અરસામાં બંધાયો

હોય એ માનવાજોગ છે. મુંબઇ ગેઝેટીઅર ( સુરત અને ભરૂચ ) ના વો. ૨ માં જણાવ્યા પ્રમાણે આ કોટ ઇ. સ. ના ૧૧ માં સૈકામાં સિદ્ધરાજ જયસિંહ ( ઇ. સ. ૧૦૯૪ – ૧૧૪૩ )ના વખતમાં તૈયાર કરાવવામાં આવેલો છે. ગુજરાતના સુલતાન બહાદુરશાહે હી. સ. ૯૪૦ ના રબી. અવ્વલની તા. ૧ મુતાબિક તા. ૨૦–૮–૧૫માં દુરસ્ત કરાવેલો, ને કોટની આસપાસ નવી ખંદક ( ખાડી ) બનાવરાવેલી, તેનો ફારસી તથા ( તે વખતની ) ગુજરી ભાષાનો શિલાલેખ હાલમાં ફુરજા પાસે કસ્ટમ હાઉસ પાસેની એક મસ્જિદમાં, મોજૂદ છે.

( ૧ ) મકકી દરવાજો, ( ૨ ) કુતુબપુરી દરવાજો, ( ૩ ) આડેશ્વરી દરવાજો, ( ૪ ) ઊડાઇનો દરવાજો, ( ૫ ) નવચોકીનો દરવાજો, ( ૬ ) હાજી પીર કિરમાનીનો દરવાજો, ( ૭ ) મલબારી દરવાજો. જેમાં મકકી દરવાજો, કુતુબપુરી ને આડેશ્વરી દરવાજો, ભાંગી ગયા છે, ને બુરજીઓમાં કુતુબપુરી દરવાજા વાળી બુરજી. પરીઓનો કોટ ( ઘણું કરીને ઊંચા ભુને લીધે કહેવાતું હશે ), તારા સિતારાની બુરજીઓ, બહાદુર બુરજ ( જે વાંદરા બુરજના નામથી ઓળખાય છે ), નદી તરફના કોટના બુરજો વગેરે-જેનાં તારા સિતારાનો તથા બીજા નાના ભાંગી ગયા છે.

**મદ્રેસાની મસ્જિદ**

આ મસ્જિદ શહેરમાં વોડ સી માં કોટ પર બેગમ વાડી પાસે આવેલી છે. પ્રાચીન વખતમાં એ જગ્યાએ, લોકવાયકા મુજબ **ગુરુ દત્તાત્રયનું** મંદિર હતું. કેટલાક લોકો એને જૈનવિહાર હોવાનું કહે છે. મુસલમાનો પાસે હી. સ. ૪૩૦માં ઇ. સ. ૧૦૩૮માં આ ઇમારત આવેલી ગણાય છે. જે બાબતનો શિલાલેખ નથી, પરંતુ કેટલાંક લખાણોથી એ અરસામાં એ જગ્યા, અત્રે આશરે ૯૦૦ વર્ષ પર થઇ ગએલા હઝરત બાબા રહેમાન સાહેબના વખતમાં મુસલમાનોના કબજામાં આવેલી હોવાનું જણાય છે. મદ્રેસા તરીકે આ મસ્જિદ પ્રખ્યાત થવાનું કારણ આશરે ૩૫૦ વર્ષ પર થઇ ગએલા સંત પુરુષ હ. મૌલાના ઇસ્હાક ભરૂચીએ (જેમની વફાત હી. સ. ૧૦૭૨માં ઇ. સ. ૧૬૬૧–૬૨માં ભરૂચમાં થએલી છે, ને જેમને એ મસ્જિદ પાસે દફનાવેલા છે) અરબીનો મદ્રેસો ચાલુ કરેલો તેને સબબે છે.

**શહેરની જુમા મસ્જિદ**

આ મસ્જિદ પણ શહેરમાં આ લત્તાથી ઓળખાતા મહેલ્લામાં–વોર્ડ સી માં આવેલી છે. આની બાંધણી મજબૂત પથ્થરોની તથા

ઊંચાણવાળી હોવાથી, એ ઇમારત આશરે ૨૦૦૦ વર્ષની ગણવામા આવે છે. મુસલમાનોના કબજામાં આ ઇમારત મસ્જિદ તરીકે હી. સ. ૪૫૮ ઈ. સ. ૧૦૬૬-૬૭માં આવેલી હોવાનું માનવામાં આવે છે. પરંતુ જુમા મસ્જિદ તરીકે વપરાશમાં આવવા માટેનો એક ફારસી નોંધપોથીનો દાખલો હી. સ. ૭૨૧ નો ઇ. સ. ૧૩૨૦-૨૧ નો સુલતાન ગયાસુદ્દીન તઘલખ (૧૩૨૧-૨૫)ના સમયનો મળે છે. તે લેખથી આપણને સુલતાન મજકુરના પ્રખ્યાત અમીર દોલત શાહ મોહમ્મદ બૂતુમારી ( જેના વખતમાં અત્રેની બીજી ઇમારતો જેવી કે, અત્રેની તઘલખ મસ્જિદ, ઇદ્ગાહ ને ખંભાતની જુમા મસ્જિદ બનાવવામાં આવેલી છે ) ના સમયમાં આ ઇમારત તૈયાર થએલાનો ઉલ્લેખ મળે છે. સદરહુ લેખ મસ્જિદના ઉત્તર તરફના ગુંબજમાં, આરસપહાણની કમાન પર કોતરાવેલો મોજૂદ છે. મસ્જિદની અંદરની છત પર ઘણી કારીગરીવાળું કોતરકામ છે, ને મસ્જિદની પશ્ચિમ તરફની મહેરાબો પણ સારા કોતરકામવાળી છે. છતના કોતરકામની પ્રસંશા અંગ્રેજ શિલ્પશાસ્ત્રીઓએ કરેલી છે જેનો દાખલો પુનાના આરચીઓલોજીકલ ખાતા તરફથી પ્રગટ થએલા ગ્રંથથી આપણને મળે છે.

**શહેરની ઇદગાહ.** આ જગ્યા અસલ શહેરથી પશ્ચિમ તરફ આસરે ૦ાા માઇલ દૂર આવેલી છે. હાલમાં આ જગ્યા શહેરની નવી હદ મુજબ શહેરની હદમાં ગણવામાં આવે છે.

હી. સ. ૭૨૬—ઇ સ. ૧૩૨૫-૨૬માં સુલતાન મહમદ તઘલખના સમયમાં દોલતશાહ મહમદ બૂ-તુમારી નામના અમીરના ખાસ પૈસાથી એ બનાવવામાં આવી છે. જેનો શિલાલેખ ઇદગાહવાળી જગ્યામાં મિમ્બરની નીચે દક્ષિણ તરફ આરસપહાણની તખતી પર કોતરેલો છે.

અહીં વરસમાં બે વખત મુસલમાન લોકો નમાઝ તથા ખુતબા માટે ભેગા મળે છે. જે વખતે શહેરના કાજીની સવારી જૂના રિવાજ મુજબ શહેરમાંથી નીકળી અહીં આવે છે અને બધા લોકો નમાઝ પછી તેવી જ રીતે સવારી સાથે શહેરમાં જાય છે. એની બાંધણી ઘણી ખૂબસુરત અને ઊંચાણવાળી હોવાથી ગુજરાતની બીજી ઇદગાહો કરતાં વધારે સારી છે.

**પારસીઓનું ફુકરવાડાનું જૂનું દોખમું. ઈ. સ. ૧૩૫૩**

આ દખમું ઘણું પુરાતન છે, જે સંવત ૧૩૦૯ માં બનાવેલું કહેવાય છે. શરૂમાં આ દોખમું સંવત ૧૩૬૫ માં પારસી પેસ્તનજીએ દુરસ્ત

કરાવ્યાની હકીકત વડોદરાના એક બારોટના ચોપડામાં વર્ણવેલી છે. તે તેથી સાબિત થાય છે કે એની પહેલાં બનાવેલું છે. આ દોખમું કાળી તલાવડી ને કુકરવાડા જવાના રસ્તાઓની વચમાં આવેલું છે, જે વપરાશમાં આવતું નથી.

**વલંદાની કોઠી** આ જગ્યા શહેરમાં વડાપાડાથી એદ્રુસ સાહેબ તરફ જવાના રસ્તા પર આવેલી છે. ઇ. સ. ના ૧૭મા સૈકામાં આ શહેરની વ્યાપારી ખ્યાતિના કારણે વલંદા અથવા ડચ લોકોએ વ્યાપારને માટે એક કોઠી આ જગ્યા પર ઇ. સ. ૧૭૦૦મા બનાવેલી. તેથી એનું નામ વલંદા અગર ડચની કોઠી પડેલું છે અને તે કારણે એ તરફનો રસ્તો પણ કોઠીના રસ્તાના નામથી મશહુર છે

શરૂમાં વલંદાઓએ ઇ. સ. ૧૬૨૦માં હાલની જગ્યા પાસે એક મકાનમાં કોઠી સ્થાપેલી. પાછળથી તે જગ્યાએથી હાલની જગ્યાએ વિશાળ કોઠીની ઇમારત બનાવેલી છે. એમાં એક હોજ પણ બનાવેલો હતો જે પૂરી દેવામાં આવેલો જણાય છે. આ જગ્યાએ ઉત્તર તરફની દીવાલ પર એક સન–ડાયલ ( સૂર્યના કિરણથી જોવાનું ઘડિયાલ ) મોટા અક્ષરો ને કલાકના આંકડાઓથી બનાવેલું છે જે પરથી દિવસે સૂર્યનાં કિર

ણોથી કલાકની ઓળખ થઇ શકે છે. એ પર ઇ. સ. ૧૭૦૦ની સાલ કોતરેલી છે. કોઠીની જગ્યાએ બહારની બાજુ એક પથ્થરની તખ્તી પર અંગ્રેજીમાં લેખ કોતરેલો છે, જે પરથી જણાય છે કે શરૂઆતમાં ૧૬૨૦માં ડચ લોકોએ, ભરૂચમાં પોતાની કોઠી સ્થાપેલી, ને આ જગ્યાએ કોઠીની ઇમારત ઇ. સ. ૧૭૦૦માં ચણાવવામાં આવેલી. આ જગ્યા, પાછળનાં વર્ષોમાં, બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપનીએ પોતાની કોઠી તરીકે વપરાશમાં લીધી હતી. હાલમાં આ જગ્યા એક હિંદુ શેઠની માલિકીમાં છે.

**વલંદાની કબરો**

આ કબરોવાળી જગ્યા શહેરની પશ્ચિમ તરફ—કુકરવાડાના રસ્તા પર—આવેલી છે. વલંદા અથવા ડચ—લોકોએ આ શહેરમાં ઇ. સ. ૧૬૨૦માં પોતાની કોઠી સ્થાપેલી. ત્યારથી તે એ આ શહેરમાં રહેતા હોવાના સબબે મરણ પામવાથી એમને અહીં દફનાવવામાં આવેલા. કેટલીક કબરો પર સાલો લખેલી છે જે પરથી જણાય છે કે ઇ. સ. ૧૬૫૪થી ૧૭૭૦ સુધીમાં વલંદા લોકો એમાં દટાયેલા છે.

આ કબર કોટમાં સિવિલ હોસ્પિટલના કંપાઉ-

**જનરલ વેડર્નબર્નની કબર**

—ડમાં ઉત્તર તરફ આવેલી છે. જે ઈંટ તથા ચૂનાથી ચણેલી છે.

તેની ઊંચાઈ ૩ ફીટ પહોળાઇ ૩'-૩" ને લંબાઇ ૭'-૧૧" છે. ઇ. સ. ૧૭૭૨ની સાલમાં ૧૪ મી નવેમ્બરે બ્રિટિશ ઇસ્ટ ઇંડિઆ કંપનીના લશ્કરના જનરલ તરીકે, ભરૂચના છેલ્લા નવાબ મોઅઝઝીઝખાનના લશ્કર સામે લડતાં ગોળી લાગવાથી જનરલ વેડર્નબર્ન માર્યો ગયો હતો, જેની યાદમાં તેના એ-ડી-કાંપ તથા સેક્રેટરીએ નીચેની ઇબારત અંગ્રેજીમાં કોતરાવી, કબર પર તખતી લગાડેલી છે, જે નીચે મુજબ છેઃ

" મુંબાઇ ઇલાકાના નામદાર કંપની સરકારના સેનાધિપતિ બ્રિગેડિઅર જનરલ ડેવિડ વેડર્નબર્નના શબને આ જગ્યાએ ભૂમિદાહ કરવામાં આવ્યો છે."

---

## પ્રકરણ ૧૪

### શહેરનાં પ્રાચીન તળાવો, વાવ, બાગ (બગીચો)

રત્નતળાવ, ફુટાતળાવ; ફુટાતળાવની વાવ; ખેરૂદ્દીનની વાવ, લલ્લુભાઈની વાવ, અમજદ બાગ.

રત્નતળાવ આસરે ૧૫૦ વર્ષ.

આ તળાવ શહેરની પૂર્વમાં, ઝાંડેશ્વરી દરવાજા પાસે શહેરની ઉત્તર તથા પૂર્વ તરફ આવેલું છે. આ તળાવ કયારે ખોદાયું તેની સાલ નકકી જણાતી નથી પરંતુ જંબુસરના કોઈ વાણિયા નામે રત્નલાલે, સિંધિયા સરકારના અમલમાં ( ઇ. સ. ૧૭૮૩ –૧૮૦૩ ) ખોદાવેલું હોવાનું કહેવાય છે.

ફુટાતળાવ

આ તળાવ શહેરમાં ઉત્તર તરફ, ફતેપોર દરવાજાની નીચે, આવેલું છે. આ તળાવ પ્રાચીન વખતનું હોવાની

લોકવાયકા છે. એનું નામ 'ફાટાતળાવ' તરીકે પડેલુ હોવાથી અનુમાન થાય છે કે, આ નામ વરસાદની મોસમમા એનું પાણી ઉભરાઇ બહાર નીકળતુ હશે તેથી આ નામ અપાયુ હોય એ માનવાજોગ છે કારણકે શહેરની ત્રણ બાજુએ આવેલી ખ૬ક અથવા ખાડીમા નર્મદા નદીમા વરસાદની મોસમમા કેટલીક વખત ભારે રેલો આવતા, તેના પાણી ખાડીમા ભરાઇ જવાના કારણે ભારે વરસાદમા પાણી એકઠા થઇ, એ તળાવ કેટલોક વખત ઉભરાઇ જતું હતુ શહેર માટે એક સારી મારકીટ બનાવવાની યોજનાના કારણે કેટલાક વર્ષ પર આ તળાવને પૂરી દેવામા આવેલું છે.

**ખેરૂદીનની વાવ, આશરે ૩૦૦ વર્ષ**

આ વાવ શહેરની પશ્ચિમ તરફ વેજલપોરમા આવેલી છે. જે ભરૂચના એક શ્રીમ ત મુસલમાન વતની નામે ખેરૂદીને આશરે ૩૦૦ વર્ષ પર બનાવેલી હોવાનુ કહેવામા આવે છે. એનુ મકાન પણ કુભારીયા ઢોળ પાસે આવેલી ઊંચી મસજિદ પાસે હોવાની પણ લોકવાયકા છે.

**ફાટાતળાવની વાવ આશરે ૧૫૦ વર્ષ**

આ વાવ શહેરમા ફાટાતળાવ પાસે ઉત્તરમા બનાવેલી છે, જે ભરૂચના શ્રીમ ત વાણિયા ગૃહસ્થ, અને આજી

નવાબ મોઅઝ્ઝીઝખાનના દીવાન લલ્લુભાઇએ બનાવેલી હોવાનું, ને બીજા શ્રીમંત ગૃહસ્થ શેઠ ફરસરામ તુઇરામે રિપેર કરાવ્યાનું કહેવાય છે. જેને આશરે ૧૫૦ વર્ષ થયેલાં જણાય છે.

**લલ્લુભાઇની વાવ આશરે ૧૫૫ વર્ષ**

આ વાવ, શહેરની પૂર્વમાં, રત્નતળાવ પર મજકુર લલ્લુભાઇએ સંવત ૧૮૩૭માં બનાવેલી છે, જેનો શિલાલેખ પણ મોજૂદ છે.

**અમજદ બાગ**

આ બગીચો, શહેરની ઉત્તર તરફ લાલ જીન પાસે આવેલો હતો. જે ભરૂચના છેલ્લા નવાબ મોઅઝ્ઝીઝખાને, પોતાના પિતા મર્હુમ નવાબ નેકનામખાન ( મિરઝા અહેમદ બેગ ) ના નામ પરથી એ નામ અપાયાનું કહેવાય છે. એ બગીચો આશરે ૨૭ વીઘાંના વિસ્તારમાં ૯ કુવા સાથે બનાવેલો, જે નવાબી રાજ્ય ગયા પછી બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપનીની માલિકીમાં આવવા કારણે, કંપની સરકારના વ્યાપારી ખાતાના દેશી એજંટ મિ. મહેરવાનજી હોરમસજીએ, બીજા પારસી ગૃહસ્થ મિ. કાવસજી નસરવાનજી પાસેથી ( કે જેણે સરકારી વફાદારી નોકરીના બદલામાં, કંપની સરકારના અમલદાર

કૅપ્ટન મોનીઅર વીલીઅમ્સ તરફથી મફ્ત મેળવેલો ) ખરીદ્યો હતો. એ બગીચો અંગ્રેજી અમલ દરમ્યાન ઉજ્જડ થઇ જવાને કારણે પાછળથી કપાસ પીલવાના સાંચા ગોઠવવા તથા રૂ ભરવાના ગોડાઉન માટે ઉપયોગમાં લેવામાં આવેલો.

સ મા પ્ત

# શ્રી સયાજી બાલજ્ઞાન માલા

## ભૌગોલિક ઇતિહાસ

| | | |
|---|---|---|
| ૧ (૧) ગિરનારનું ગૌરવ (૧૯૨૯–૧૯૨૨) | જ. પુ. જોષીપુરા એમ. એ. | ૦–૬–૦ |
| ૨ (૨) પાટણ સિદ્ધપુરનો પ્રવાસ (૧૯૧૯–૧૯૨૨) | રામલાલ ચુનીલાલ મોદી | ૦–૬–૦ |
| ૩ (૧) પાવાગઢ (૧૯૨૦–૨૨) | રમણલાલ વસંતલાલ દેસાઇ એમ. એ. | ૦–૬–૦ |
| ૪ (૨૧) સુરત (૧૯૨૨) | ભાનુસુખરામ નિ. મહેતા | ૦–૬–૦ |
| ૫ (૨૭) વડોદરાનો વૈભવ (૧૯૩૨) | જગજીવનદાસ દ. મોદી | ૦–૬–૦ |
| ૬ (૩૫) બૌદ્ધ ગુફાઓ (૧૯૨૩) | પ્રો. છોટાલાલ એમ. એ. | ૦–૬–૦ |
| ૭ (૩૧) મહાબળેશ્વર | શ્રીકાંત સુકદરામ મહેતા બી. એ. | |
| ૮ (૧૧૪) ઇલિચપુર (૧૯૩૩) (મરાઠી) | ય. ખુ. દેશપાંડે બી. એ. (સચિત્ર) | ૦–૬–૦ |
| ૯ (૧૨૬) સિદ્ધપુર (૧૯૩૫) | ચીમનલાલ મગનલાલ ડાક્ટર એમ. એ. એલએલ. બી. (સચિત્ર) | ૦–૬–૦ |
| ૧૦ (૧૨૮) મોઢેરા (૧૯૩૫) | મણિલાલ મૂળચંદ મિસ્ત્રી (સચિત્ર) | ૦–૬–૦ |
| ૧૧ (૧૪૧) પાવાગઢ | | ૦–૬–૦ |
| ૧૨ (૧૪૨) દેવગિરિ | | ૦–૬–૦ |

૧૩ (૧૪૬) ભરૂચ | કાઝી સૈયદ નુરૂદ્દીન હુસેન અેહમદ હુસેન ૦—૧૦—૦

છપાય છે.

( ૧ ) पुणे ( ૨ ) વડનગર ( ૩ ) આબુ અને આરાસુર ( ૪ ) वडोदे ( ५ ) काशी.

તૈયાર થાય છેઃ

( ૧ ) સુરત; ( ૨ ) ખંભાત; ( ૩ ) દીવ, ( ૪ ) વડોદરા, ( ૫ ) ચાંપાનેર ( ६ ) ग्वालिअर, ( ७ ) विजापुर, ( ८ ) विजयनगर, ( ९ ) सातारा, ( १० ) नागपुर, ( ११ ) नाशिक, ( १२ ) कोल्हापुर, ( १३ ) गोमान्तक ( गोवा )